# SECOND BOOK

# OF

# SANSKRIT

BEING A TREATISE ON GRAMMAR WITH EXERCISE,

By

**Sir Ramkrishna Gopal Bhandarkar,**

M. A., Ph. D., LL. D., K. C. I. E., &c., &c.

---

TRANSLATED INTO GUJARATI

By

**Shastri Tarashankar Ramchandra Smart**

Formerly Sanskrit Teacher, Mahila Vidyalaya, Surat.
Now Sanskrit Teacher, Vanita Vishram, &
Sanskrit Jyotish Vidyalya, Surat.

---

1938

सर रामकृष्ण गोपाल भाण्डारक

एम. ए. पीएच. डी., एलएल. डी. के.

विरचित

# संस्कृत मन्दिरान्तः प्रवेशिका

नुं

गुजराती भाषान्तर बा. क.

—: रची प्रसिद्ध करनार :-

## शास्त्री ताराशंकर रामचंद्र स्मार्त



अगाउ संस्कृताध्यापक, महिलाविद्यालय - सूरत;
हाल संस्कृताध्यापक, वनिता-विश्राम, अने
संस्कृत ज्योतिष विद्यालय - सूरत.

---

सप्तमावृत्तिः

सने १९३८ शक १८६०



# અનુક્રમણિકા

# સંસ્કૃત બીજી ચોપડી

## પાઠ ૧ લો.

### ૧લા, ૪થા, ૬ઠ્ઠા, અને ૧૦મા ગણના ધાતુઓમાં અનિયમિતપણું.

૧. गुप् 'રક્ષણ કરવું' પરસ્મૈ૦, धूप् 'તપાવવું' પરસ્મૈ૦, विच्छ् 'જવું' અથવા 'પાસે જવું' પરસ્મૈ૦, જ્યારે पण् પરસ્મૈ૦નો અર્થ 'વખાણ કરવાં' એવો થાય છે ત્યારે; અને पन् 'સ્તુતિ કરવી' પરસ્મૈ૦, આ બધા ૧લા ગણના ધાતુઓ (विच्छ् સિવાયના કારણકે તે છઠ્ઠા ગણનો છે) ને ગણની નિશાની (अ) લગાડતાં પહેલાં आय् લગાડવામાં આવે છે; જેમકે पणायति, धूपायति વિગેરે (पण्+आय्+अ+ति) વિગેરે. આ आय्ની પૂર્વે गुप् માંના उનો ગુણ થાય છે, જેમકે गोपायति. आय् વિકલ્પે ગણકાર્ય રહિત કાળમાં (પરોક્ષ ભૂત, સામાન્ય ભૂત, અનદ્યતન ભવિષ્ય, આશીર્લિંગ, સામાન્ય ભવિષ્ય, વિધ્યર્થ ભવિષ્ય) રાખવામાં આવે છે. पण् અને पन् ને જ્યારે आय् લાગ્યો ન હોય ત્યારે આત્મનેપદના પ્રત્યયો લગાડવામાં આવે છે; જેમકે पणते.

૨. भ्राश् આત્મને૦, અને भ्लाश् આત્મને૦ અને भ्रम्, क्रम्, क्लम्, त्रस्, लष्, ष्ठिव्, यस् (ઉપસર્ગ રહિત હોય અથવા सम् પૂર્વક હોય ત્યારે), આ સર્વે પરસ્મૈપદના છે અને તે પહેલા અને ચોથા ગણના છે, અને त्रुट् પરસ્મૈ૦, ચોથા અને ૬ઠ્ઠા ગણનો છે; જેમકે भ्राशते, भ्राश्यते વિગેરે.

૩. ગણકાર્યવિશિષ્ટકાળોમાં (વર્તમાનકાળ, આજ્ઞાર્થ, હ્યસ્તન ભૂતકાળ, વિધ્યર્થ) क्रम्ने જ્યારે પરસ્મૈ૦ પ્રત્યયો લાગે છે ત્યારે તેના ઉપાન્ત્ય अ નો आ થાય છે, જેમકે क्रामति અથવા क्राम्यति; પણ

આત્મનેપદમાં आक्रमते રહે છે; તેજ પ્રમાણે ष्ठिव्, क्रम् અને આ સાથે चम् ૧લો ગણ, એ ધાતુઓમાંનો સ્વર લંબાય છે.

૪. ચોથા ગણના ધાતુઓ शम्, तम्, दम्, श्रम्, मद्,નો અને भ्रम् તથા क्षम् જ્યારે ચોથા ગણમા હોય છે ત્યારે તેમનો ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં સ્વર લંબાય છે; જેમકે शाम्यति, भ्राम्यति અથવા भ्रमति વિગેરે. भ्रम्નું भ्रम्यति પણ થાય છે.

૫. अक्ष् અને तक्ष् (જ્યારે તેનો વાચ્યાર્થ 'સાફ કરવું' એવો હોય છે) ત્યારે ૧લા અને ૫મા ગણના ગણાય છે; જેમકે अक्षति અથવા अक्ष्णोति.

૬. ध्मा 'ફુંકવું', 'ધમવું', घ्रा 'સુંઘવું', म्ना 'વિચારવું', ऋ 'જવું', सृ 'જ્યારે દોડવાના અર્થમાં હોય ત્યારે, यम् 'દાબમાં રાખવું,' અને शद् 'નાશપામવું' આ સર્વે પહેલા ગણના ધાતુઓના ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં તેનાં રૂપ કરતી વખતે धम्, जिघ्र्, मन्, ऋच्छ्, धौ, यच्छ् અને शीय् એવા આદેશ અનુક્રમે થાય છે; જેમકે धमति, जिघ्रति વિગેરે, આમાંનો છેલ્લો शद् ધાતુ ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં આત્મનેપદી છે.

૭. गुह्નો ઉપાન્ત્ય उ ગણની નિશાની લગાડતાં પહેલાં તેમજ ગુણ કરાવે એવા કોઈપણ સ્વરથી શરૂ થતા પ્રત્યયો પહેલાં લંબાય છે, જેમકે गूहति.

૮. दंश् અને सञ्ज् પરસ્મૈ૦ स्वञ्ज्, આત્મને૦, અને रञ्ज् પરસ્મૈ૦ તેમજ આત્મને૦ આ બધા પહેલા ગણના છે, તેમાં ગણની નિશાની લગાડતાં પૂર્વે અનુનાસિકનો લોપ થાય છે; જેમકે दशति, स्वजते વિગેરે.

૯. જ્યારે ધાતુમાંના દીર્ઘ ॠનો ગુણ અથવા વૃદ્ધિ થતી નથી ત્યારે તેનો इर् થાય, અને જો કોઈ ઓષ્ઠસ્થાની વ્યંજન અથવા व् તેની પૂર્વે હોય તો उर् થાય છે. આ इर् અને उर्નાં તેમજ જે ધાતુને છેડે व् હોય તેઓનાં इ અથવા उ જ્યારે કોઈ વ્યંજન તેની પછી આવે છે ત્યારે

લંબાય છે. આ પ્રમાણે जॄ ૪થો ગણ जीर्यति, कॄ ૬ટ્ઠો ગણ किरति, कॄत् ૧૦મો ગણ कीर्तयति. दिव्, અને सिव् ૪થા ગણના दीव्यति, सीव्यति વિગેરે.

૧૦. અન્ત્ય ओ હોય એવા ૪થા ગણના ધાતુઓના ओ નો ગણની નિશાની લગાડતાં પહેલાં લોપ થાય છે. આ પ્રમાણે सो નું स्यति, दो નું द्यति, शोनुं श्यति, અને छोनुं छ्यति થાય છે.

૧૧. છટ્ઠા ગણની નિશાની अ લગાડતાં પૂર્વે અન્ત્ય इ અથવા उ (હ્રસ્વ કે દીર્ઘ) નો इय् અથવા उव् અનુક્રમે થાય છે; (પાઠ સાતમો નિયમ બીજો) જેમકે रि-रियति, नू-नुवति, धू-धुवति.

૧૨. ચોથા ગણના व्यध् ધાતુનો એ ગણની નિશાની य લગાડતાં પૂર્વે विध् થાય છે; જેમકે विध्यति.

૧૩. भ्रस्ज् અને व्रश्च् એ બે છટ્ઠા ગણના ધાતુઓનાં ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં भृज्ज् અને वृश्च् રૂપ થાય છે; જેમકે भृज्जति, वृश्चति વિગેરે.

૧૪. मस्ज् અને सस्ज्ના ઉપાન્ત્ય स્નો લોપ થાય નહિ ત્યારે તેનો ज् થાય છે; (પા. ૭૧ નિયમ ૧૦) જેમકે मज्जति વિગેરે.

૧૫. ૬ટ્ઠા ગણના ધાતુઓ लुप्, लिप्, खिद्, कृत्, અને पिश् ગણકાર્ય વિશિષ્ટ કાળોમાં અન્ત્ય વ્યંજન પહેલાં અનુનાસિક લે છે, જેમકે लिम्पति, વિગેરે.

૧૬. દશમા ગણના કેટલાક ધાતુઓ માત્ર આત્મનેપદીજ છે, જેવા કે तन्त्र्, चित्, भर्त्स्, मन्त्र्, तर्ज्, विद्, दश् વિગેરે, જેમકે तन्त्रयते, चेतयते વિગેરે.

૧૭. ઘણા ધાતુઓ વિકલ્પે પહેલા અને દશમા ગણના છે; જેમકે युज्, पृच्, सह्, वृज्, वृ, जॄ, रिच्, तप्, तृप्, दृप्, अर्ह् વિગેરે. योजति, योजयति વિગેરે.

**वैषम्यमपि प्राप्ता धैर्यधनाः साधव आत्मनः सच्चरणव्रतं गोपायन्ति ।**

स्वजनवियोगेन व्यथितं मे मनो निष्ठाशून्यं भ्रमतीव ।

मार्गे वन्यानां कुसुमानामामोदमुपजिघ्रन्तौ तौ दम्पती ऋषेराश्रममगच्छताम् ।

अयं शीत आकाशवायुस्तव मुखे घर्मजान्स्वेदलवानाचामति ।

नदतः सिंहस्य स्वनं श्रुत्वा यथा सर्वे मृगास्त्रसन्ति तथैव भीमस्य शब्दं श्रुत्वा सर्वे योधा अत्रस्यन् ।

गगनमध्यमारूढस्य सवितुः प्रचण्डेन तापेन क्रान्तोऽयं शिखी तरोरालवाले स्थितं शीतमुदकं पर्याप्तमाचामति ।

निदाघेऽल्पैरपि तोयैर्मालाकारेण या तरोः पुष्टिर्विरच्यते सा किमनल्पान्यपि तोयानि विश्वतो विकिरता वारिदेन जनयितुं शक्या ।

श्रोत्रियायाभ्यागताय वत्सतरीं महोक्षं महाजं वा निर्वपन्ति गृहमेधिनः । तं हि धर्मं धर्मसूत्रकाराः समामनन्ति ।

प्रत्युत्पन्नमतिः प्राप्तां क्रियां कर्तुं व्यवस्यति ।

एतान्यनीकानि महानुभावं गूहन्ति मेघा इव रश्मिवन्तम् ।

यावत्प्रतापनिधिराक्रमते* न भानु-
रह्नाय तावदरुणेन तमो निरस्तम् ॥
व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु
र्न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ॥
लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः ।
असत्पुरुषसेवेव दृष्टिर्निष्फलतां गता ॥
त्वं तेनाभिहितः पथ्यं× किं कोपं न नियच्छसि ॥

---

* આ સાથે क्रम् ધાતુ જ્યારે કોઈ નભમંડળના પદાર્થ માટે વપરાય છે, અને જ્યારે તેનો અર્થ 'ઉગવું', 'ઉઠવું' એવો થાય છે, ત્યારે આત્મનેપદી ગણાય છે.

× दुह्याच्पच्दण्ड्रुधिप्रच्छिचिब्रूशासुजिमथ्मुषां । कर्मयुक् स्यादकथितं तथा स्यान्नीहृकृष्वहाम् ॥ જેટલા ધાતુઓ અહીં લખ્યા છે તે અને તેવાજ

‡तद्विद्विषां जरति चेतसि भोगतृष्णा।
तेषां वपूंषि विपिनेषु च जारयन्ति॥
सहते शस्त्रसंपातं सहति श्रममाहवे।
उत्साहयति तच्चित्तमपि जेतुं शचीपतिम्॥

पूजामर्हति सर्वेषामृषीणामाश्रमेऽप्यसौ।
अर्हयत्यर्घ्यसत्कारं मधुपर्कं च पावनम्॥
न क्षाम्यति क्षितीशानामपराधलवानपि।
अपराधसहस्राणि क्षमते यो द्विजन्मनाम्॥

नाहिर्दंशयते कंचित्तद्देशे गरुडाज्ञया।
यदि प्रमादाद्दशति तस्मिन्न क्रमते* विषम्॥
न तर्जति रुषा कंचिन्नीचमप्युपकारिणम्।
परं तर्जयते दुष्टान् समन्तात्संगतान्मिथः॥

---

અર્થના બીજા ધાતુઓ બે કર્મ લે છે સહ્યભેદમાં दुह्थी मुष् અને તેવા બીજા ધાતુમાં બીજું કર્મ પ્રથમા વિભક્તિમાં આવે છે, અને મુખ્ય કર્મ દ્વિતીયામાં આવે છે. नी, हृ, कृष् અને वह् અને તેવા બીજા ધાતુઓમાં મુખ્ય કર્મ પ્રથમામાં અને બીજું કર્મ દ્વિતીયામાં મૂકવું. बलिं याचते वसुधाम् કર્તરિ. 'તે બલી પાસેથી પૃથ્વી માગે છે,નું बलिर्याच्यते वसुधाम् સહ્યભેદમાં થાય છે. शतं जयति देवदत्तम् 'તે દેવદત્ત પાસેથી સો (સિક્કા) જીતે છે'નું शत जीयते देवदत्तः સહ્યભેદમાં થાય. ग्राममजां नयति નું ग्राममजा नीयते.

પ્રસ્તુત શ્લોકમાં अभि સાથે धा જેનું अभिहित કૃદંત થાય છે, તેનો અર્થ પણ ब्रू 'બોલવું'ના જેવોજ છે.

‡ આ અને પછીના નવ શ્લોકો કૃષ્ણ નામના રાજાને લગતા છે.

* જ્યારે क्रम्નો અર્થ 'અસર કરવી' અથવા 'લાગુ થવું' થાય છે ત્યારે તે આત્મનેપદી ગણાય છે.

कोटिभिः पणते नित्यं राष्ट्रे तस्य वणिग्जनः ।
यक्षाश्चापि पणायन्ति तद्विभूतिं गृहेगृहे[†] ॥
सर्वोऽभिलषति श्रीमानिन्द्रियार्थोपसेवनम् ।
अभिलष्यत्यसौ योगी तेभ्य एव निवर्तनम् ॥
लुम्पति प्रतिपक्षाणां स लक्ष्मीं बाणवृष्टिभिः ।
न लुप्यति मतिस्तस्य सकलेऽप्यर्थसंशये ॥
अर्जते धर्ममेवैकमर्थं धर्मार्थमर्जति ।
अर्जयत्यूर्जिताँल्लोकान् स धर्मेणैव शाश्वतान् ॥
सर्वस्य जायते मानः स्वहिताच्च प्रमाद्यति ।
वृद्धौ भजति चापथ्यं नरो येन विनश्यति ॥
भजन्ति विपदस्तूर्णमतिक्रामन्ति संपदः ।
तान्सदान्नावतिष्ठन्ते[‡] ये मते न्यायवादिनाम् ॥
प्राज्ञास्तेजस्विनः सम्यक्पश्यन्ति च वदन्ति च ।
तेऽवज्ञाता महाराज क्राम्यन्ति विरमन्ति[§] च ॥
जीर्यन्ति जीर्यतः केशा दन्ता जीर्यन्ति जीर्यतः ।
जीवनाशा धनाशा च जीर्यतोऽपि न जीर्यति ॥
अहो खलभुजङ्गस्य विचित्रोऽयं वधक्रमः ।
अन्यस्य दशति श्रोत्रमन्यः प्राणैर्वियुज्यते ॥
विधौ विध्यति सक्रोधे वर्म धर्मः शरीरिणाम् ।
स एव केवलं तस्मादस्माकं जायतां गतिः ॥
विहितस्याननुष्ठानान्निन्दितस्य च सेवनात् ।
अनिग्रहाच्चेन्द्रियाणां नरः पतनमृच्छति ॥

---

[†] જેનાં રૂપ થાય છે એવા શબ્દના બેવડા પ્રયોગનો અર્થ 'પ્રત્યેક' એવો થાય છે, જેમકે गृहे गृहे પ્રત્યેક ઘેર, दिने दिने પ્રત્યેક દિવસ.

[‡] सम्, अव, प्र, અથવા वि પૂર્વક स्था હોય તો આત્મનેપદના પ્રત્યયો લે છે.

[§] वि, आ, परि અથવા उपथी યુક્ત रम् પરસ્મૈપદી છે.

## ગુજરાતી વાક્યો.

૧. જેનાથી સંસારનું ચક્ર ચાલે છે (भ्रम्) એ ઈશ્વરની શક્તિ છે.

૨. તેની નિમકહરામીથી ગુસ્સે થયલા વિષ્ણુદત્તે તેને તીવ્ર શબ્દોથી વિંધી નાંખ્યો (सम्+तक्ष्).

૩. તે સભામાં ઉતાવળથી ઉઠતા ઘણા રાજાઓની કંઠીઓ તેઓનાં એક બીજા સાથે અથડાવાથી તુટી (त्रुट्).

૪. ક્ષમા ન કરે એવો સાપ શું લોહીની ઈચ્છાથી, જે મનુષ્ય તેને પગથી અડકે છે તેને કરડે છે (दंश्)!

૫. ઈક્ષ્વાકુ વંશના આચાર્ય વસિષ્ઠને પહેલું નમન કરી રામ પોતાના ભાઈઓને ભેટ્યા (स्वञ्ज्).

૬. ઈન્દ્રજીત મરી જવાથી તેના કવેળાના મોતને લીધે શોકે રાવણને અગ્નિની માફક બાળ્યો (भ्रस्ज्).

૭. જેનાથી હું જીવું છું તે લઈ લે તો, તું મારી જીંદગી લઈ લેવા યત્ન કરે છે (यस्).

૮. દીવાની જ્યોતથી (આકર્ષાયલું) ખેંચાયલું પતંગિયું એકદમ તેના પર પડ્યું અને મરી ગયું (*ऋ, મૃત્યુની દ્વિતીયા સાથે વાપરવું).

૯. તે હાથીને પાછા ફેરવવાનું ઈચ્છતા આજે તેને બાણ વડે વિંધ્યો (व्यध्).

૧૦. રાક્ષસોની સાથે લડાઈમાં રામે સેંકડો દુશ્મનોને તીક્ષ્ણ શસ્ત્રોથી કાપ્યા (व्रश्च्)

૧૧. રામનો આત્મા સીતાના વિરહથી ઉત્પન્ન થયલા શોકમાં ડુબ્યો (मस्ज्).

૧૨. જ્યારે દ્રૌપદી સિવાય યુધિષ્ઠિર પાસેથી બધુ જીતાયું હતું, ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્રોએ યુધિષ્ઠિરને કહ્યું કે તારી સ્ત્રી પાંચાલીની હોડકર (पण्).†

---

* હ્યસ્તન ભૂતકાળમાં પૂર્વે લગાડવામાં આવતો આ ધાતુના પ્રથમ સ્વરથી જોડતાં आर् થાય છે.

† ચોથા પાનાની નીચે આપેલી × નોંધ જુઓ.

૧૩. પલ્લીએ છીનવી લીધેલું રત્ન મેળવવા મેં ઘણી મહેનત લીધી (प्र+यत्).

૧૪. જે મોટા જોડે *શત્રુતા રાખે છે તે તરત મરે છે (शद्).

૧૫. હજારો અપરાધો મારાથી દરેક ક્ષણે કરાય છે, અરે ઈશ્વર! તે સર્વ માફ કર (क्षम्).

૧૬. આ કન્યાની ન કહી શકાય તેવી શક્તિ! કે ફક્ત સજીવ (चित्) વસ્તુઓજ નહિ, પણ નિર્જીવ વસ્તુઓ પણ તેની સેવા કરે છે.

૧૭. તે પાસેની નદીના જળકણથી ઠંડો આ પવન બાગમાં અતિમુક્તવેલાને ધીમે કમ્પાવે છે (धू).

૧૮. જ્યારે અર્જુને પોતાનો શંખ વગાડ્યો (ध्मा) ત્યારે તેના યોદ્ધાઓ જેઓ નાસી ગયા હતા તેઓ પાછા આવ્યા અને તેના શત્રુઓનાં સૈન્યને ઉથલતાં દીઠાં.

---

## શબ્દકોષ ૧.

### ધાતુઓ.

अर्ज् ૧લો ગ. પરસ્મૈ૦ અને ૧૦મો ગ. મેળવવું, પામવું, કમાવું.

अर्ह् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦મો ગણ યોગ્ય થવું.

ऋज् ૧. ગ. આત્મને૦ મેળવવું, પામવું.

कृत् ૬ ગ. પરસ્મૈ૦ કાપવું.

कॄ ૬ ગ. પરસ્મૈ૦ પેરવું; वि જોડે, પાથરવું.

कॄत् ૧૦ ગ. પ્રશંસા કરવી, વખાણવું, સ્તુતિ કરવી.

क्रम् પરસ્મૈ૦ ચાલવું, પગલું ભરવું; આત્મને૦ પરિણામ આણવું, શક્તિનો ઉપયોગ કરવો; આ જોડે,

---

*અહિં वैरय् આત્મને૦ વાપરવું, જેમકે ત્રીજો પુ. એ. વ. वैरायते.

પાસે જવું, પગ મૂકવો, ઉભા થવું, ઉગવું; अति જોડે, ઓળંગવું, છુટા થવું.

क्रम् પરસ્મૈ૦ થાકવું, થાકી જવું, પરિશ્રમ પામવો, નરમપડવું, ખિન્ન થવું.

क्षम् ૪ ગ. પરસ્મૈ૦ માફ કરવું.

गुह् ૧ ગ. પરસ્મૈ૦ આત્મને૦ સંતાડવું.

घ्रा ૧ ગ. પરસ્મૈ૦ ઉપ જોડે, સુંઘવું.

चम् ૧ ગ. પરસ્મૈ૦ ચાટી જવું. પીવું; आ જોડે.

चित् ૧૦ ગ. આત્મને૦ ચેતન હોવું, હાલવા ચાલવાની શક્તિ હોવી.

जनय–जन्નું કારકરૂપ, ઉત્પન્ન કરવું, જન્મ આપવો. जनयितुम् હેત્વર્થ કૃદંત.

जॄ ૧ ગ. ૪ ગ. પરસ્મૈ૦ ૧૦ ગ. ઘરડા થવું, ઘસાઈ જવું, ખવઈ જવું.

तक्ष् ૧ ગ. પરસ્મૈ૦ છોલવું, કાપવું; सम् જોડે, કકડા કરવા, ઘાયલ કરવું, શબ્દથી વીંધવું.

तर्ज् ૧ ગ. પરસ્મૈ૦ ૧૦ ગ. આત્મને૦ ધમકી આપવી, ઠપકો આપવો.

त्रस् પરસ્મૈ૦ જવું, બીહવું.

त्रुट् પરસ્મૈ૦ ભાંગવું, તુટવું.

दंश् ૧ ગ. પરસ્મૈ૦ ૧૦ ગ. આત્મને૦ ડંશ દેવો, ડંખવું.

धू ૬ ગ. પરસ્મૈ૦ ધૂજાવવું, હલાવવું.

नद् ૧ ગ. પરસ્મૈ૦ અવાજ કરવો, ગાજવું, ગર્જના કરવી.

नश् वि જોડે, નાશ પામવું.

पण् ૧ ગ. સ્તવન કરવું, હોડ કરવી, જુગાર રમવો.

भ्रम् પરસ્મૈ૦ ભટકવું, ફરવું.

भ्रस्ज् ૧ ગ. પરસ્મૈ૦ આત્મને૦ ભુંજવું, બાળવું.

मस्ज् ૬ ગ. પરસ્મૈ૦ ડુબી જવું.

म्ना ૧ ગ. પરસ્મૈ૦ મનમાં ફરી બોલવું, મનન કરવું; सम् પૂર્વક आ જોડે, વારંવાર મનન કરવું; કથાઓને આધારે બોલવું, અમલ કરવો.

यम् ૧ ગ. પરસ્મૈ૦ કાબુ રાખવો, પાછું ખેંચવું, કબજામાં રાખવું; नि જોડે.

यस् ૪ ગ. પરસ્મૈ૦ યત્ન કરવો, કોશીશ કરવી; प्र જોડે.

युज् वि જોડે, સહ્ય., જુદા થવું.

रच् वि જોડે, ગોઠવવું.

रम् वि જોડે, અટકવું.

लष् પરસ્મૈ૦ ઇચ્છા કરવી; अभि જોડે, લોભ કરવો, માંગવું.

लिप् ૬ ગ. પરસ્મૈ૦ આત્મને૦ ચોપડવું, આંજવું, લીંપવું.

लुप् ૪ ગ. પરસ્મૈ૦ નાશ પામવો, અદૃશ્ય થવું, ઉડી જવું.

लुप् ૬ ગ. પરસ્મૈ૦ આત્મને૦ લઈ લેવું, લૂટવું, ચોરવું, છીનવી લેવું.

वप् ૧ ગ. પરસ્મૈ૦ આત્મને૦ કાપવું, વાવવું: निर् જોડે, બલિ આપવો.

वृष् ૧ ગ. પરસ્મૈ૦ વરસવું, વરસાવવું, રેડવું.

व्यध् ૪ ગ. પરસ્મૈ૦ વીંધવું, ઘા કરવો.

व्रश्च ૬ ગ. પરસ્મૈ૦ કાપવું, ફાડવું.

शद् ૧ ગ. નાશ પામવો, ક્ષીણ થવું.

श्रि सम् જોડે, આશ્રય લેવો, આધાર રાખવો, વિશ્વાસ રાખવો.

सह् उद् જોડે, શક્તિમાન હોવું, યોગ્ય થવું, હિમ્મત કરવી.

सञ्ज् ૧ ગ. પરસ્મૈ૦ વળગવું, લાગી રહેવું; वि પૂર્વક अति જોડે, (व्यतिषञ्ज्) એકઠા કરવું.

सो ૪ ગ. પરસ્મૈ૦ અંત આણવો, પુરૂં કરવું, નાશ કરવો; वि પૂર્વક अव જોડે, નિશ્ચય કરવો, કોશીશ કરવી, યત્ન કરવો.

स्था अव જોડે, ઉભા રહેવું, વસવું.

---

अङ्ग ન. અવયવ.

अञ्जन ન. મેસ, કાજળ.

अननुष्ठान ન. (अनुष्ठान ન. કરવું, સાધવું) ન કરવું, ન કીધાની ભૂલ.

अन्य સર્વનામ પુ. સ્ત્રી. ન. બીજું.

अनिग्रह પુ. (निग्रह પુ. દાબ) દાબમાં ન રહેવું તે, નિરંકુશપણું.

अनीक ન. સૈન્ય.

अपथ्य ન. કોઈપણ પ્રકૃતિ બગડે એવી ચીજ, અવગુણકારક ચીજ.

अपराधसहस्र ન. (सहस्र ન. હજાર) એક હજાર અપરાધો.

अभिहित अभि+धा નું કર્મણિ ભૂ. કૃ. બોલાયલું.

अभ्यागत अभि+आ+गम् નું ભૂ. કૃ., આવેલું. પુ. પરોણો.

अरुण પુ. સૂર્યનો સારથિ.

अर्घ्यसत्कार પુ. (सत्कार પુ. માન) અર્ઘ્યથી એટલે અતિથિની પૂજા કરવાનાં અથવા માન આપવાનાં સાહિત્યથી આપેલું માન

अर्थसंशय પુ. (संशय પુ. શક, ભય) ધનને લગતો ભય.

अल्प પુ. સ્ત્રી. ન. નાનું, ઓછું; अनल्प પુ. સ્ત્રી. ન. ઘણાં, ઘણું.

अवज्ञात अव+ज्ञा નો કર્મણિ ભૂ. કૃ. ધીક્કારાયલું.

असत्पुरुषसेवा સ્ત્રી. (सत् પુ. સ્ત્રી. ન.

સારૂં, सेवा સ્ત્રી. ચાકરી) જે માણસ સારો નથી તેની ચાકરી, ખરાબ અથવા દુષ્ટ માણસની સેવા.

अहि પુ. સાપ.

अह्नाय અવ્યય. ક્રિ. વિ. તત્ક્ષણ, જલદી, ઝડપથી.

आकाशवायु પુ. આકાશમાંનો પવન.

आन्तर પુ. સ્ત્રી. ન. અંદરનું.

आमोद પુ. સુગંધ, ખુશબો.

आरूढ आ + रुह्‌નું ભૂ. કૃ. ચઢેલું.

आलवाल ન. ઝાડના મૂળની આસપાસ પાણી માટેનો ક્યારો.

आहव પુ. યુદ્ધ.

इन्द्रियार्थोपसेवन ન. (इन्द्रिय ન. ઇન્દ્રિય, अर्थ પુ. પદાર્થ, उपसेवन ન. આશ્રય કરવો તે, ઉપભોગ) ઇન્દ્રિય વિષયનો ઉપભોગ કરવો તે, વિષયલમ્પટપણું.

उपकारिन्‌ પુ. સ્ત્રી. ન. ઉપકાર કરનારૂં.

ऊर्जित પુ. સ્ત્રી. ન. મોટું, ઉત્તમ.

केश પુ. વાળ.

कोटि સ્ત્રી. કરોડ.

कोप પુ. ગુસ્સો.

क्लान्त क्लम्‌નો ભૂ. કૃ., થાકી ગયેલું, નિર્ગત થયલું, કરમાયલું, ગ્લાનિ પામેલું.

क्षितीश પુ. (क्षिति સ્ત્રી. પૃથ્વી) રાજા, પૃથ્વીપતિ.

खलभुजङ्ग પુ. (खल પુ. હરામી, भुजङ्ग પુ સાપ) ખળરૂપી સાપ.

खलु અ. નક્કી.

गगनमध्य પુ. ન. (गगन ન. આકાશ, मध्य પુ. ન. વચલો ભાગ) આકાશનો મધ્યભાગ

गति સ્ત્રી. આસરો, શરણ.

गरुडाज्ञा સ્ત્રી. ગરૂડનો હુકમ.

गृहमेधिन्‌ પુ. ગૃહસ્થ.

घर्मज પુ. સ્ત્રી. ન. (घर्म પુ. ધામ, ગરમી) ધામથી ઉત્પન્ન થયલું.

चेतस्‌ ન. મન.

जीवनाशा સ્ત્રી. (जीवन ન. જીંદગી, आशा ઉમેદ, ઇચ્છા) જીવવાની ઇચ્છા.

तद्देश પુ. તેનો દેશ.

तद्विद्विष्‌ પુ. તેનો શત્રુ.

तद्विभूति સ્ત્રી. તેનો ઉદય.

ताप પુ. ગરમી.

तावत्‌ ક્રિ. વિ. ત્યાંસુધી, તેટલામાં.

तूर्णम्‌ ક્રિ. વિ. જલદીથી.

तेजस्विन्‌ પુ. સ્ત્રી. ન. તેજસ્વી, પ્રકાશવાન.

तोय ન. પાણી.

दम्पती પુ. દ્વિવચન સ્ત્રીપુરૂષ.

दन्त पु. દાંત.

दुष्ट पु. स्त्री. न. નિર્દય.

द्विजन्मन् पु. (द्वि બે, जन्मन् न. જન્મ) જેને બે જન્મ હોય તે, પહેલાં ત્રણ વર્ણમાંનો એક, બ્રાહ્મણ.

द्विजिह्व पु. (जिह्वा स्त्री. જીભ) જેને બે જીભ હોય તે, સાપ.

*द्विष् पु. શત્રુ.

धनाशा स्त्री. ધનની ઇચ્છા.

धर्मसूत्रकार पु. (धर्म पु. કાયદો, सूत्र न. વચન) કાયદાના વચન બનાવનાર, ધર્મશાસ્ત્ર લખનાર.

धर्मार्थम् (धर्म, अर्थ) અ. ધર્મને માટે.

धैर्यधन पु. स्त्री. न. (धैर्य न. ધીરજ) જેનું ધન ધીરજ છે તે.

निदाघ पु. ઉનાળો.

निन्दित निन्द्નો કર્મણિ ભૂ. કૃ., નિન્દાયલું, ઠપકા લાયક.

निरस्त निर्+अस् 'ફેકવું'નો કર્મણિ ભૂ. કૃ. વિખેરી નંખાયલું, દૂર કરેલું.

निवर्तन न. અટકવું, દૂર રહેવું, વગર રહેવું.

निष्ठाशून्य पु. स्त्री. न. (निष्ठा स्त्री. સ્થિરતા, शून्य पु. स्त्री. न. રહિત) સ્થિરતા રહિત, અસ્થિર, ચંચળ.

निष्फलता स्त्री. નિષ્ફળપણું, વ્યર્થતા.

नीच पु. स्त्री. न. નીચું, હલકું, અપ્રતિષ્ઠિત.

न्यायवादिन् पु. स्त्री. न. (न्याय पु. જે ખરૂં હોય તે) ખરૂં બોલનાર.

पतन न. પડવું, સદ્ગુણથી ભ્રષ્ટ થવું.

पथ्य न. હિતકારક.

पदार्थ पु. ચીજ, વસ્તુ.

परम् ઉ. અ. પણ, પરંતુ.

पर्याप्तम् क्रि. वि. સંપૂર્ણ રીતે, ઇચ્છાનુરૂપ.

पावन पु. स्त्री. न. પવિત્ર કરનારૂં, સ્વચ્છ.

पुष्टि स्त्री. પોષણ.

प्रचण्ड पु. स्त्री. न. ગરમ, ઉષ્ણ, તીક્ષ્ણ.

प्रतापनिधि पु. (प्रताप पु. ગરમી) તાપનો ભંડાર.

प्रतिपक्ष पु. શત્રુ.

प्रत्युत्पन्नमति पु. स्त्री. न. (प्रत्युत्पन्न प्रति+उद्+पद्નો ભૂ. કૃ.) હાજર જવાબી, ચપળ, ચચળ.

प्रमाद पु. ભૂલ.

प्राण पु. (બહુવચન) જીવ.

बहिरुपाधि पु. (उपाधि पु. ધર્મ,

---

* અન્ત્ય ष् પ્રથમાના એકવચનમાં અને વ્યંજનાદિ પ્રત્યયો પછી આવે તો ट् અથવા ड् થાય છે.

વિશેષ ગુણ) બાહ્યહેતુ, બહારનો ગુણ.

बाणवृष्टि સ્ત્રી. (वृष्टि સ્ત્રી. વરસાદ) બાણનો વરસાદ.

भानु પુ. સૂર્ય.

भोगतृष्णा સ્ત્રી. (भोग પુ. સંસારિક સુખ, तृष्णा સ્ત્રી. તરસ, ઇચ્છા) સંસારિક સુખની ઇચ્છા.

मत ન. અભિપ્રાય, સલાહ.

मधुपर्क પુ. આવેલા અતિથિને મધ, દહિં, વિગેરેનું અર્પણ.

महाज પુ. મોટો બકરો.

महानुभाव પુ. સ્ત્રી. ન. મોટાઈવાળું.

महाराज પુ. મોટો રાજા.

महोक्ष પુ. (उक्षन् પુ. વૃષભ) મોટો વૃષભ.

मान પુ. અભિમાન, ગર્વ.

मालाकार પુ. માળી.

मिथः ક્રિ. વિ. અરસપરસ, સાથે.

यावत् ક્રિ. વિ. જે વખતમાં, જ્યાં સુધી.

रण ન. યુદ્ધભૂમિ.

रश्मिवत् પુ. (रश्मि પુ. કિરણ) સૂર્ય.

राष्ट्र ન. રાજ્ય, પ્રજા.

रुष् સ્ત્રી. ક્રોધ.

लक्ष्मी સ્ત્રી. ધનની દેવી, શોભા, વૈભવ.

वणिग्जन પુ. (वणिज् પુ. વેપારી) વેપારીઓ.

वत्सतरी સ્ત્રી. વાછરડી.

वधक्रम પુ. મારવાની રીત.

वन्य પુ. સ્ત્રી. ન. વનને લગતું.

वपुस् ન. શરીર.

वर्मन् ન. કવચ.

वारिद પુ. વાદળું, મેઘ.

विचित्र પુ. સ્ત્રી. ન. અજાયબ જેવું.

विपिन ન. જંગલ, વન.

*विश्वतः ક્રિ. વિ. સર્વ દિશામાં.

विहित (वि+धानुं કર્મણિ ભૂ. કૃ.) શાસ્ત્રમાં બતાવેલું.

वृद्धि સ્ત્રી. ઉદય.

वैषम्य ન. મુશ્કેલી, સંકટ.

व्यथित व्यथ्નું ભૂ. કૃ. દુઃખિત.

शक्य પુ. સ્ત્રી. ન. બની શકે એવું.

शचीपति પુ. ઈંદ્ર, શચીનો પતિ.

शनैस् ક્રિ. વિ. ધીમે.

शब्द પુ. અવાજ, બોલ.

शरीरिन् પુ. સ્ત્રી. ન. શરીરવાળું; પુ. મનુષ્ય, માણસ.

शस्त्रसंपात પુ. (शस्त्र ન. આયુધ, હથિઆર. संपात પુ. ઉપર પડવું, તે) હથિઆરનો ઘા.

शाश्वत પુ. સ્ત્રી. ન. હમેશનું, અખંડ.

शिखिन् પુ. મોર.

शीत પુ. સ્ત્રી. ન. થંડું.

श्रम પુ. થાક.

---

*નામને तस् પ્રત્યય ઉમેરવામાં આવે ત્યારે તેમાં પંચમીનો અને કોઈ વખત સપ્તમીનો અર્થ આવે છે.

श्रोत्र ન. કાન.
श्रोत्रिय પુ. વેદ ભણેલો બ્રાહ્મણ.
संगत (सम्+गम्नो ભૂ. કૃ.) એકઠું થયલું
सकल પુ. સ્ત્રી. ન. આખું, સઘળું.
सक्रोध પુ. સ્ત્રી. ન. ગુસ્સે થયલું.
सच्चरणव्रत ન. (व्रत ન. વરત, માનતા) સારી ચાલરૂપી વરત.
सद्यस् અ. ક્રિ. વિ. એકદમ.
समन्तात् ક્રિ. વિ. આસપાસ.
सम्यक् ક્રિ. વિ. સારૂં.
सेवन ન. સેવવું, ચાકરી કરવી.
स्थित (स्थाનું ભૂ. કૃ.) રહેલું, હોયલું, હયાત રહેલું.
स्वजनवियोग પુ. પોતાના માણસોથી જુદા પડવું તે.
स्वन પુ. અવાજ, ગર્જના.
स्वहित ન. પોતાનું કલ્યાણ.
स्वेदलव પુ. (स्वेद પુ. પરસેવો) પરસેવાનો છાંટો.
हेतु પુ. કારણ.

---

આજ નામ છે. अज પુ.
અતિમુક્તવેલો अतिमुक्तलता સ્ત્રી.
અવર્ણ્ય अनिर्वचनीय પુ. સ્ત્રી. ન. अनिर्वर्णनीय પુ. સ્ત્રી. ન., किम्+अपि પુ. સ્ત્રી. ન.
ઈક્ષ્વાકુઓ (રામના કુળના રાજાઓ) इक्ष्वाकु પુ. (બ. વ. વપરાય છે)
ઈચ્છા काङ्क्षा સ્ત્રી.
ઈન્દ્રજીત્ (રાવણનો પુત્ર) इन्द्रजित् પુ.
ઉતાવળથી ससंभ्रमम् ક્રિ. વિ.
એકદમ सहसा ક્રિ. વિ.
એક બીજા સાથે અથડાવું તે परस्परसघट्टन ન.
કઠોર परुष પુ. સ્ત્રી. ન. (શબ્દો) परुक्षाक्षर પુ. સ્ત્રી. ન.
કંઠી हार પુ.
ક્રોધાયમાન થયલું क्रुद्ध (क्रुध्નું ભૂ. કૃ.)
ખેંચાયલું विलोभित (वि + लुभ्नो પ્રેરક કર્મણિ ભૂ. કૃ.).
જળકણ कण પુ. सीकर પુ.
જોત शिखा સ્ત્રી.
ઝુંટવાયલું आक्षिप्त (आ+क्षिप्नो કર્મણિ ભૂ. કૃ.).
દુનિયા जगच्चक्र ન. ब्रह्मचक्र ન.
ધીમે मन्दम् ક્રિ. વિ.
નિમકહરામી कृतघ्नता સ્ત્રી.
પતગિયુ पतङ्ग પુ.
પહેલું प्रथमम् ક્રિ. વિ., आदौ, आदिनું સ. વિ. એ. વ.

પાછાફરે નિવર્તયિષ્યત્ નિ+વૃત્નો ભ. ભૂ. કૃ. પ્રેરક.

પાંચાલી (પાંચાલદેશની રાજકુમારી) पाञ्चाली સ્ત્રી.

પુનઃ પ્રાપ્તિ (ફરીથી મેળવવું તે) प्रत्यागम પુ.

ભીનું आर्द्र પુ. સ્ત્રી. ન.

માફ કરે નહીં એવું अमर्षण પુ.સ્ત્રી.ન.

લોહી शोणित ન.

શક્તિ प्रभाव પુ.

શોક शोक પુ.

સમીપવર્તી संनिहित सम्+नि+धानो કર્મણિ ભૂ. કૃ.

---

## પાઠ ૨જો

### પાંચમા અને આઠમા ગણો.

સંસ્કૃતમાં ક્રિયાપદના કાળ અને અર્થ મળીને દશ વિભાગ થાય છે. એમાંના ચાર–વર્તમાન, હ્યસ્તનભૂતકાળ, આજ્ઞાર્થ, અને વિધ્યર્થમાં ક્રિયાપદોનાં રૂપમાં વિશેષ ફેરફાર થાય છે, જેથી ક્રિયાપદોના દશ ગણવિભાગ કરવામાં આવે છે. આ ચાર વિભાગોને ગણકાર્યવિશિષ્ટ અથવા વિશેષ કાળ અને અર્થ કહે છે.

૧. સસ્કૃત વૈયાકરણોએ કરેલા દશગણ વિભાગ, ઉપલા વિભાગને અનુસરતી રીતે બે વિભાગમાં ગોઠવાઈ શકે. પહેલા વિભાગમાં પહેલો, ચોથો, છઠ્ઠો અને દશમો ગણ, અને બીજા વિભાગમાં બાકી રહેલાઓનો સમાવેશ થાય. પહેલા વર્ગનું સામાન્ય લક્ષણ એ છે કે તેમાં ધાતુઓને ગણની નિશાની લાગ્યા પછી જે રૂપ થાય છે તેનો અન્ત્યાક્ષર अ આવે છે, અને બીજા વર્ગમાં अ આવતો નથી.

### બીજા વિભાગના ગણકાર્યવિશિષ્ટ કાળોને લગતા સામાન્ય નિયમો.

૨. અમુક પ્રત્યય પહેલાં ધાતુ તથા ગણની નિશાનીઓમાં વિશેષ ફેરફાર થાય છે, જેથી પ્રત્યયોના બે ભાગ કરવામાં આવ્યા છે, તેમાં એકને વિકારક અને બીજાને અવિકારક કહેવામાં આવે છે.

## પરસ્મૈપદ.

૩. એકવચનના પ્રત્યયો વિકારક છે.

અપવાદઃ–વિધ્યર્થના એકવચનના પ્રત્યયો, અને આજ્ઞાર્થના બીજા પુરૂષનો એકવચનનો પ્રત્યય વિકારક નથી.

૪. દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો અવિકારક છે.

અપવાદઃ–આજ્ઞાર્થમાં પહેલા પુરૂષના દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો અવિકારક નથી.

આ પ્રમાણે વર્તમાનકાળ અને હ્યસ્તનભૂતકાળના બધા પુરૂષોના એકવચનના પ્રત્યયો ને આજ્ઞાર્થ પહેલા પુરૂષના બધા વચનના પ્રત્યયો અને ત્રીજાપુરૂષનો એકવચનનો પ્રત્યય એટલા વિકારક છે અને બાકીના અવિકારક છે.

## આત્મનેપદ.

૫. બધા પ્રત્યયો અવિકારક છે.

અપવાદઃ–આજ્ઞાર્થના પહેલા પુરૂષના પ્રત્યયો અવિકારક નથી.

૬. વિકારક પ્રત્યયો પૂર્વે રૂપના અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વસ્વરનો ગુણ થાય છે.

## વર્તમાન કાળ.

૭. ગણના બીજા વિભાગના વર્તમાનકાળના પરસ્મૈપદ પ્રત્યયો પહેલા વિભાગના વર્તમાનના જેવાજ છે, પણ આત્મનેપદ પ્રત્યયોમાં નીચેના ફેરફાર થાય છે.

૧. માર્ગોપદેશિકામાં આપેલા આત્મનેપદ પ્રત્યયોમાંના કેટલાકમાં इ છે તેને ઠેકાણે आ મૂકાય છે.

૨. પહેલા પુરૂષના એકવચનનો પ્રત્યય ए છે.

૩. ત્રીજા પુરૂષ બહુવચનમાં न् નો લોપ થાય છે.

એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ए | वहे | महे |
| ૨ જો ,, | से | आथे | ध्वे |
| ૩ જો ,, | ते | आते | अते |

૮. પાંચમા ગણમાં नु અને આઠમા ગણમાં उ ગણકાર્યવિશિષ્ટ કાળોમાં પ્રત્યયો લગાડતાં પૂર્વે ધાતુઓને લગાડવામાં આવે છે.

## ૫ મો ગણ.

चि પરસ્મૈ૦ આત્મને૦ એકઠું કરવું.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनोमि | चिनुवः–चिन्वः | चिनुमः–चिन्मः |
| ૨ જો ,, | चिनोषि | चिनुथः | चिनुथ |
| ૩ જો ,, | चिनोति | चिनुतः | चिन्वन्ति |

અહિં चि ધાતુમાં नु ઉમેરવાથી चिनु થયું. અન્ત્ય उ નો ओ થાય છે, એટલે આખું રૂપ चिनो થયું. मि, सि, ति, વિકારક છે તેથી ओ થયો, वस्, मस्, વિગેરે પહેલાં એમનું એમ રહે છે, કારણ કે તે અવિકારક છે.

(અ) પ્રત્યયના સ્વર उ ની પૂર્વે જો સંયુક્ત વ્યંજન ન આવ્યો હોય તો व् અને म् ની અગાઉ તેનો વિકલ્પે લોપ થાય છે, તેથી चिनुवः–चिन्वः, चिनुमः–चिन्मः અને चिनुवहे–चिन्वहे, चिनुमहे–चिन्महे; પણ आप् ધાતુના आप्नुवः અને आप्नुमः એ રૂપોમાં उ લોપાતો નથી

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिन्वे | चिनुवहे–चिन्वहे | चिनुमहे–चिन्महे |
| ૨ જો ,, | चिनुषे | चिन्वाथे | चिनुध्वे |
| ૩ જો ,, | चिनुते | चिन्वाते | चिन्वते |

અહિં બધા પ્રત્યયો અવિકારક હોવાથી नु નો કોઈ પણ જગ્યાએ नो થતો નથી.

આપ્ પરસ્મૈ૦ મેળવવું.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आप्नोमि | आप्नुवः | आप्नुमः |
| ૨ જો ,, | आप्नोषि | आप्नुथः | आप्नुथ |
| ૩ જો ,, | आप्नोति | आप्नुतः | आप्नुवन्ति |

(બ) આ ગણમાં વ્યંજન અન્ત્યે હોય એવા ધાતુઓ પછી नुના उ નો उव् એવો ફેરફાર થાય છે, આ ફેરફાર સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વેજ થાય.

તેથી आप्नुवन्ति થયું, કારણ आप् ધાતુને છેડે प् વ્યંજન છે.

## ૮ મો ગણ.

तन् પરસ્મૈ૦ આત્મને૦ તાણીને લાંબું કરવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | तनोमि | तनुवः तन्वः | तनुमः तन्मः |
| ૨ જો ,, | तनोषि | तनुथः | तनुथ |
| ૩ જો ,, | तनोति | तनुतः | तन्वन्ति |

---

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | तन्वे | तनुवहे–तन्वहे | तनुमहे–तन्महे |
| ૨ જો ,, | तनुषे | तन्वाथे | तनुध्वे |
| ૩ જો ,, | तनुते | तन्वाते | तन्वते |

(અ) નિયમથી तनुवः અથવા तन्वः થાય છે.

૯. ગણકાર્યવિશિષ્ટ કાળોમાં कृ કરવું ૮મો ગણ પરસ્મૈ૦ આત્મને૦ નું વિકારક પ્રત્યય પહેલાં कर् અને અવિકારક પ્રત્યય પહેલાં कुर् રૂપ થાય છે.

| | પરસ્મૈ० | | | આત્મને० | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| ૧ લો પુ. | करोमि | कुर्वः | कुर्मः | कुर्वे | कुर्वहे | कुर्महे |
| ૨ જો ,, | करोषि | कुरुथः | कुरुथ | कुरुषे | कुर्वाथे | कुरुध्वे |
| ૩ જો ,, | करोति | कुरुतः | कुर्वन्ति× | कुरुते | कुर्वाते | कुर्वते |

(અ) कृ ધાતુમાં व् અને म् પૂર્વે उનો નિત્ય લોપ થાય છે; આ નિયમ પ્રમાણે कुर्वः कुर्मः થાય છે.

---

यज्ञेषु सोमं सुन्वतेऽध्वर्यवः।
प्रत्यहं प्रातरुत्थायोपवनं च गत्वा पुष्पाण्यवचिनोमि।
महात्मनां यशांसि दिक्षु प्रतन्वन्ति कवयः।
दुःखपीडितामपि मां हृदयमर्मच्छिद्भिर्वचनैः किं पुनर्दुनोषि।
द्वाःस्थौ पुरुषौ राजकुलस्य द्वारमपावृण्वाते।
पुण्यकृतः स्वेषां सुचरितानां फलं स्वर्गलोकेऽश्नुवते।
आर्याः संसारसुखानि त्यक्त्वा किमर्थमरण्यवासमङ्गीकुरुध्वे।
श्रुतिमनोहरांश्चित्रालापाञ्शृणमः।
आकाशं मेघा वृण्वते।
हे जगन्नायक न वयं चर्मचक्षुषा तव विभूतिमुपवीक्षितुं शक्नुमः।
यत्त्वं कुरुषे तदन्यथा विधातुं कः शक्नोति।
केनापि रक्षसा हृतमस्माकं तुरगं वयं विचिनुमः।
वारंवारमीश्वरस्याराधनां साधवः कुर्वन्ति।
सत्कृतिर्मनुष्यस्य कीर्तिं सर्वेषु देशेषु तनोति।
दुरापमपि लोकेऽस्मिन् यद्यद्वस्त्वभिवाञ्छति।
तत्तदाप्नोति मेधावी तस्मात्कार्यः समुद्यमः॥

---

×જ્યારે દન્તસ્થાની વ્યંજન न्ની પછી આવે છે ત્યારે न्નો ण થતો નથી.

*न दुनोति दयालुत्वाद्वचसा कंचिदप्यसौ।
दुरुक्तैरपि दीनानां मनस्तस्य न दूयते॥
सोमं सुनोति यज्ञेषु सोमवंशविभूषणः।
पुरः सुवति संग्रामे स्यन्दनं स्वयमेव सः॥

---

## ગુજરાતી વાક્યો.

૧. તમે તમારી મનની લાગણીઓને વશ કરવાને શક્તિમાન નથી (शक्).
૨. અમે દર વર્ષે કાશીની જાત્રાઓ કરીએ (कृ).
૩. ચાતક પાણી માગે છે (वन्), પણ તે પામતું નથી (आप्).
૪. હું શું કહું છું તે તું સાંભળે છે (श्रु)?
૫. હું તે વિચાર કહી દેખાડતો નથી (वि+वृ); કારણ કે તે પાપી છે.
૬. મહેલના દરવાજા હું બંધ કરૂં છું (सम्+वृ).
૭. તે બે શિક્ષકો પોતાના શિષ્યોને ન્યાયના મૂળ વિચારો સમજાવે છે (वि+वृ).
૮. આમ કરવામાં† માત્ર તમે તમારી પોતાની હલકાઈ ઉઘાડી પાડો છો (आविस्+कृ).
૯. કંજુસો પૈસો સંઘરી મૂકે છે (सम्+चि).
૧૦. સમજુ માણસો પોતાની મતલબો સહેલાઇથી પાર પાડે છે (साध्).
૧૧. મેં એક પશુ જોયું, તેને જાડી પુછડી છે જેને તે વારંવાર હલાવે છે (धु).

---

* આ અને એની પછીનો શ્લોક ગયા પાઠના જેવાજ કૃષ્ણ નામના રાજાને લાગુ પડે છે.

† તમેનો ગુણ બતાવનાર વર્તમાનકૃદંત વાપરો.

## શબ્દકોષ ૨.

### પાંચમા ગણના ધાતુઓ.

अश् આત્મને૦ મેળવવું, ભોગવવું, વ્યાપવું.

आप् પરસ્મૈ૦ મેળવવું.

चि પરસ્મૈ૦ અને આત્મને૦ એકઠું કરવું; वि+चि શોધવું, ખોળવું, सम्+चि ભેગું કરવું.

दु પરસ્મૈ૦ દુઃખદેવું, પજવવું, ચીડવવું.

धु અથવા धू પરસ્મૈ૦ આત્મને૦ ધુજવવું, હલાવવું.

धृष् પરસ્મૈ૦ હિમ્મત કરવી, હોડબકવી.

वृ પરસ્મૈ૦ આત્મને૦ ઢાંકવું; अप+आ+वृ ઉઘાડવું; वि+वृ ચોકખુ સમજાવવું, કહી દેખાડવું; सम्+वृ બંધ કરવું, आ+वृ કાબુ રાખવો, દાબ રાખવો.

शक् પરસ્મૈ૦ શક્તિમાન થવું, શકવું.

श्रु ( शृ )* પરસ્મૈ૦ સાંભળવું.

साध् પરસ્મૈ૦ સાધવું, પાર પાડવું.

सु પરસ્મૈ૦ આત્મને૦ સોમરસ કાઢવો.

### આઠમા ગણના ધાતુઓ.

कृ પરસ્મૈ૦ આત્મને૦ કરવું, वशी+कृ વશ કરવું, જીતવું, अङ्गी+कृ અંગીકાર કરવો, કબુલ કરવું, आविस्+कृ ઉઘાડું કરવું, ખુલ્લું કરવું, तिरस्+कृ ધિક્કારવું, प्रति+कृ સામા થવું, બદલો લેવો, વેર લેવું.

तन् પરસ્મૈ૦ આત્મને૦ તાણવું, પાથરવું, યજ્ઞ કરવો, प्र+तन् પાથરવું.

वन् આત્મને૦ માગવું.

---

अध्वर्यु પુ. બળીદાન તૈયાર કરી અગ્નિમાં હોમનાર યાજ્ઞિક ગોર.

अन्यथा અ. નહીં તો, બીજી રીતે.

अरण्यवास પુ. ( अरण्य ન. વન, वास પુ. રહેઠાણ) વનમાં રહેઠાણ.

आराधना સ્ત્રી. પૂજા.

कार्य પુ સ્ત્રી. ન. કરવાલાયક, કરવા યોગ્ય.

चर्मचक्षुस् ન. (चर्मन् ન. ચામડું, ચામડી, અને चक्षुस् ન. આંખ) ચામડાની આંખ, શારીરિક દૃષ્ટિ.

चित्रालाप પુ. (चित्र તરેહ તરેહનું, વિવિધ, અને आलाप પુ. વાત) વિવિધ વિષયની વાતચીત.

---

* કેટલાક ધાતુઓના ગણકાર્યવિશિષ્ટ કાળોમાં જે આદેશ થાય છે તે કૌંસમાં આપેલા છે.

जगन्नायक પુ. (जगत् ન. જગત્, विश्व, नायक પુ. ધણી) વિશ્વનો ધણી.

तुरग પુ. ઘોડો.

दयालुत्व ન. દયાભાવ, માયાળુપણું.

दीन પુ. સ્ત્રી. ન. ગરીબ, દરિદ્રી, દુઃખી.

दुःखपीडित પુ. સ્ત્રી. ન. દુઃખથી પીડાયલું.

दुराप પુ. સ્ત્રી. ન. મેળવવું મુશ્કેલ પડે એવું.

दुरुक्त ન. અનુચિત વચન, સારી રીતે નહીં બોલેલા શબ્દો, દુર્ભાષણ.

दू ૪ ગણ આત્મને૦ દુઃખિત થવું, દુઃખ પામવું.

द्वाःस्थ પુ. સ્ત્રી. ન. બારણે ઉભેલું, દ્વારપાળ.

द्वार ન. બારણું.

पुण्यकृत् પુ. સ્ત્રી. ન. (पुण्य ન. પુણ્ય અને कृ કરવું) પુણ્ય કરનાર.

प्रत्यहम् અ. (प्रति દરેક અને अहन् ન. દિવસ) દરરોજ.

यज्ञ પુ. યજ્ઞ, જગન.

राजकुल ન. (राजन् પુ. અને कुल ન. ઘર, મહેલ) રાજમહેલ.

वारंवारम् ક્રિ. વિ. વારેવારે, વારંવાર.

विभूति સ્ત્રી. શક્તિ, મોટાઈ.

श्रुतिमनोहर પુ. સ્ત્રી. ન. (श्रुति સ્ત્રી. કર્ણ, કાન, અને मनोहर પુ. સ્ત્રી. ન. રમણીય) કાનને રમણીય લાગે એવું.

संग्राम પુ. યુદ્ધ.

संसारसुख ન. (संसार પુ. દુનિયામાં હોવું તે, सुख ન.) દુનિયાની સ્થિતિનું સુખ.

सत्कृति સ્ત્રી. પુણ્યકર્મ, રૂડું કામ.

सू ૬ ગણ પરસ્મૈ૦ હડસેલવું, આગળ ચલાવવું.

सोमवंशविभूषण પુ. સ્ત્રી. ન. (सोम પુ. ચંદ્ર) ચંદ્રવંશને શોભાવનાર, ચંદ્રવંશનો (ચંદ્રવંશના રાજાઓનો) અલંકાર.

स्यन्दन પુ. રથ.

स्वयम् અ. પોતે, જાતે.

हृदयमर्मच्छिद् પુ. સ્ત્રી. ન. (हृदय ન. હઇયું, मर्मन् ન. જેમાં મારવાથી જીવ જાય એવા ભાગો, મર્મસ્થાન, અને छिद् કાપવું) હૃદયના મર્મસ્થાનને છેદનારૂં.

કંજુસ માણસ कदर्य પુ.
કારણકે यतः અ., हि અ.
જાડી स्थूल પુ.સ્ત્રી. ન. विपुल પુ. સ્ત્રી. ન.
જાત્રા यात्रा સ્ત્રી.
દર વરસ प्रतिसंवत्सरम् ક્રિ. વિ. અ.
દરવાજો द्वार ન.
પાપી पाप પુ. સ્ત્રી. ન.
પોતાનું स्वीय પુ. સ્ત્રી. ન.
મતલબ कार्य ન.
મનની લાગણી मनोधर्म પુ. इन्द्रियवृत्ति સ્ત્રી. इन्द्रिय ન.
મૂળ વિચાર तत्त्व ન. नय પુ.
લડવા युद्धाय, युद्धे, योद्धुम्
વારંવાર अनिशम् ક્રિ. વિ.
વિચાર संकल्प પુ. बुद्धि સ્ત્રી.
શિક્ષક अध्यापक પુ. સ્ત્રી. ન.
સમજુ दूरदर्शिन् પુ. સ્ત્રી. ન. चतुर પુ. સ્ત્રી. ન.
સહેલાઈ सौकर्य ન.
હલકાઈ लघुता સ્ત્રી.

---

## પાઠ ૩જો.

## પાંચમો અને આઠમો ગણ (ચાલુ).

### હ્યસ્તન ભૂતકાળ.

૧. પરસ્મૈપદના પ્રત્યયો પહેલા વિભાગના કહ્યા છે તેના તેજ છે. આત્મનેપદના પ્રત્યયો પણ તેજ છે. માત્ર इताम् અને इथाम् ને બદલે आताम् ને आथाम् થાય છે, (જુઓ પા. ૧૬મું ૧) અને ત્રીજા પુરૂષ બહુવચનનો પ્રત્યય अत છે.

એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | इ | वहि | महि |
| ૨ જો ,, | थास् | आथाम् | ध्वम् |
| ૩ જો ,, | त | आताम् | अत |

### ૫ મો ગણ.

आप् પરસ્મૈ૦ મેળવવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आप्नवम् | आप्नुव | आप्नुम |
| ૨ જો ,, | आप्नोः | आप्नुतम् | आप्नुत |
| ૩ જો ,, | आप्नोत् | आप्नुताम् | आप्नुवन् |

### अश् આત્મને૰ વ્યાપવું.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | आश्नुवि | आश्नुवहि | आश्नुमहि |
| ૨ જો ,, | आश्नुथाः | आश्नुवाथाम् | आश्नुध्वम् |
| ૩ જો ,, | आश्नुत | आश्नुवाताम् | आश्नुवत |

પરસ્મૈપદ એકવચનના પ્રત્યયો વિકારક છે, તેથી नु नुं नो પહેલાં લખેલા રૂપોમાં થયું. आप्नुवन्, आश्नुवि વિગેરે રૂપોમાં (પા. ૧૮. બ. પ્રમાણે) नु ના उ નો उव् થાય છે એટલે नु ને બદલે नुव् થાય છે.

### चि આત્મને૰ ભેગું કરવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अचिन्वि | अचिनुवहि-आचिन्वहि | अचिनुमहि-अचिन्महि |
| ૨ જો ,, | अचिनुथाः | अचिन्वाथाम् | अचिनुध्वम् |
| ૩ જો ,, | अचिनुत | अचिन्न्वाताम् | अचिन्वत |

### ૮ મો ગણ तन् પરસ્મૈ૰ લંબાવવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अतनवम् | अतनुव-अतन्व | अतनुम-अतन्म |
| ૨ જો ,, | अतनोः | अतनुतम् | अतनुत |
| ૩ જો ,, | अतनोत् | अतनुताम् | अतन्वन् |

### આત્મને૰

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अतन्वि | अतनुवहि-अतन्वहि | अतनुमहि-अतन्महि |
| ૨ જો ,, | अतनुथाः | अतन्वाथाम् | अतनुध्वम् |
| ૩ જો ,, | अतनुत | अतन्वाताम् | अतन्वत |

પા. ૧૬. (અ) પ્રમાણે अचिन्वहि, अतन्व, अतन्वहि વિગેરે રૂપો થાય છે. कृ ના રૂપો—

૧ લો પુ. अकरम्, अकुर्व, अकुर्म વિગેરે થાય છે. (પા. ૧૯, ૯.) (અ) પ્રમાણે. अकार्षः — —

अकुरुत — —

देवा वै यज्ञमतन्वत तांस्तन्वानानसुरा अभ्यगच्छन् ।
हे सजय कुरुक्षेत्रे मामकाः पाण्डवाश्च किमकुर्वत तत्कथय ।
रामादीनानेतुं दूतानयोध्यां प्राहिणोज्जनकः ।
एकस्मिन्निबिडेऽरण्ये वसन्फलमूलादीनामशनेन वृत्तिमकुर्वि ।
कथय नो याः कथा वृद्धस्यस्त्वसशृणोः ।
रामं युद्धऽधृष्णुवन्राक्षसाः ।
उद्यमं कुर्वन्नपि फलं नैवाप्नवं तस्माद्भवितव्यतैवात्रोपालभ्या ।
ईदृशः कर्मभिर्महत्पुण्यं त्वं समचिनुथाः ।
भो भो अध्वर्यवः सोमं यूयमसुनुध्वं न वेति पृच्छति होता ।
रामलक्ष्मणौ सीतामरण्येऽन्विष्यन्तो महान्तं कालं* समीहितं नैवाश्नुवाताम् ।
आपतिता आपदः प्रत्यकुर्म भवतां साहाय्येन ।

---

## ગુજરાતી વાક્યો.

૧. રાજાના દુશ્મનોએ તેની સાથે યુદ્ધ કરવા હિમ્મત કરી ( धृष् ).
૨. દશરથે સરયૂના કિનારાઓ ઉપર યજ્ઞ કર્યો ( तन् ).
૩. શત્રુની હિલચાલ તપાસવાને રાજાના પ્રધાનોએ મને મોકલ્યો ( प्र+हि ).
૪. અમે તે કિલ્લાના દરવાજા ઉઘાડ્યા ( अप+आ+वृ ).
૫. તે જે કર્યું ( कृ ) તેથી તારા મિત્રોને હજી દુઃખ થાય છે ( दु ).
૬. પર્વતના શિખર સુધી હું ચઢી શક્યો નહિ ( शक् ).
૭ જે પુસ્તકો ખોવાયલાં હતાં તે તમે ક્યાં શોધ્યા ( वि+चि ) ?
૮. ગઈ કાલે બાગમાં બે છોકરીઓએ પોતાને માટે ફુલો ‡ ચુંટયાં ( अव+चि ).

---

* મુદ્દત બતાવનાર બીજી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

‡ આ ઠેકાણે ધાતુનું આત્મનેપદ રૂપ વાપરવું. જ્યારે ધાતુ ઉભયપદી હોય ત્યારે ક્રિયાનું રૂપ કર્તાને મળતું હોય તો આત્મનેપદ વાપરવું અને બીજાને મળતું હોય તો પરસ્મૈપદ વાપરવુ.

૯. તેઓએ યત્નથી ઇચ્છાઓ, ગુસ્સો અને લોભ દબાવ્યો, (आ+वृ) અને બ્રહ્મનું ધ્યાન કરતાં મોક્ષ મેળવ્યો (आप्).

૧૦. બભ્રુવાહને તીરવડે અર્જુનને છાતીમાં ઘાયલ કર્યો (क्षण् અથવા क्षिण्).

૧૧. તે લડાઇમાં યોદ્ધાઓના ઘોડાઓ મરાયા, પણ તેઓએ બીજા મેળવ્યા (आप्) અને ફરીથી લડ્યા.

૧૨. તે અને રામે પાપ કીધું (कृ) તેને માટે તમે બન્ને શિક્ષા પાત્ર છો.

---

## શબ્દકોષ ૩.

क्षण् क्षिण्, ૮ મો ગણ પરસ્મૈ० ઘાયલ કરવું.

हि ૫મો ગણ પરસ્મૈ० જવું, प्र+हि મોકલવું.

अन्विष्यत् (अनु+इष् ૪ ગ. પરસ્મૈ. નો વ. કૃ.) શોધતું, શોધતાં.

अशन ન. ખાવું તે, ભોજન.

ईदृश પુ. સ્ત્રી. ન. આવું.

उपालभ्य પુ. સ્ત્રી. ન. ઠપકા લાયક, દોષ પાત્ર.

कुरुक्षेत्र ન. કુરૂઓ લડ્યા તે જગાનું નામ.

अभि+गम् હુમલો કરવો.

निबिड પુ. સ્ત્રી. ન. ફાટચીરા વગરનું, ઘાડું.

फलमूलादि પુ. સ્ત્રી. ન. (मूल કન્દ) ફળ મૂળ વગેરે.

भवितव्यता સ્ત્રી. નસીબ, પ્રારબ્ધ.

मामक પુ. સ્ત્રી. ન. મારૂં.

रामादि પુ. (राम વિશેષ નામ છે, અને आदि આરંભ) રામ અને બીજાઓ, રામ વગેરે.

वृत्ति સ્ત્રી. ગુજરાન, આજીવિકા.

वृद्ध પુ. સ્ત્રી. ન. ઘરડું.

वै અ. પાદપૂરણ માટે વાપરેલો શબ્દ.

संजय પુ. વિશેષ નામ છે.

समीहित પુ. સ્ત્રી. ન. જે ઇચ્છેલું હોય તે.

साहाय्य ન. મદદ.

हे કે. અ. અરે, સંબોધનાર્થ અવ્યય.

होतृ પુ. હોમકરનાર, યાજ્ઞિક ગોર.

ઇચ્છા काम પુ.
કિલ્લો दुर्ग ન.
ખોવાયલું नष्ट ભૂ. કૃ.
તપાસવા निरूपयितुम् (नि+रूप् ૧૦ મા ગણનો હેત્વર્થ કૃદન્ત).
નિત્ય शाश्वत પુ. સ્ત્રી. ન.
બભ્રુવાહન (અર્જુનનો પુત્ર, પાણ્ડવ) बभ्रुवाहन પુ.
બીજું अपर પુ. સ્ત્રી. ન. સર્વનામ.
ભરાયું हत (કર્મણિ ભૂ. કૃ.)
લોભ लोभ પુ.
શિક્ષા दण्ड પુ.
સરયૂ (અયોધ્યા પાસેની નદી) सरयू સ્ત્રી.
સુખ सुख ન.
હિલચાલ व्यापार પુ.
હજુ સુધી अद्यापि

---

## પાઠ ૪થો.

### પાંચમો અને આઠમો ગણ (ચાલુ).

### પરસ્મૈપદ.

### આજ્ઞાર્થ.

૧. ગણોના બીજા ભાગમાં આજ્ઞાર્થરૂપના બીજા પુરૂષના એક વચનમાં हि પ્રત્યય લાગે છે. પાંચમા ગણમાં જ્યારે ધાતુને છેડે સ્વર હોય ત્યારે અને આઠમા ગણમાં બધે એ हि નો લોપ થાય છે.

એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છેઃ—

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | आनि | आव | आम |
| ૨ જો ,, | हि | तम् | त |
| ૩ જો ,, | तु | ताम् | अन्तु |

આપ્ ૫મો ગણ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | आप्नवानि | आप्नवाव | आप्नवाम |
| ૨ જો ,, | आप्नुहि | आप्नुतम् | आप्नुत |
| ૩ જો ,, | आप्नोतु | आप्नुताम् | आप्नुवन्तु |

સુ ૫મો ગણ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | सुनवानि | सुनवाव | सुनवाम |
| ૨ જો ,, | सुनु | सुनुतम् | सुनुत |
| ૩ જો ,, | सुनोतु | सुनुताम् | सुन्वन्तु |

આ રૂપોમાં પહેલા પુરૂષના ત્રણે વચનના પ્રત્યયો વિકારક હોવાથી नु નો नो થયો છે, અને नो ની પછી પ્રત્યયોનો આદિ સ્વર आ આવવાથી नो નો नव् થયો અને તેમાં आ મળીને नवा થયું છે, એટલે आप्नवानि, आप्नवाव વિગેરે. બીજા પુરૂષના બધા પ્રત્યયો તેમજ ત્રીજા પુરૂષના દ્વિવચન અને બહુવચના પ્રત્યયો પણ અવિકારક છે.

## વિધ્યર્થ.

૨. હ્યસ્તન ભૂતકાળના પ્રત્યયોની પૂર્વે या મૂકવાથી વિધ્યર્થના પ્રત્યયો થાય છે. ત્રીજા પુરૂષ બહુવચનનો પ્રત્યય युस् છે.

પ્રત્યયો નીચે પ્રમાણે છે.

| | એ. વ | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | याम् | याव | याम |
| ૨ જો ,, | याः | यातम् | यात |
| ૩ જો ,, | यात् | याताम् | युः |

ચિ ૫ મો ગણ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनुयाम् | चिनुयाव | चिनुयाम |
| ૨ જો ,, | चिनुयाः | चिनुयातम् | चिनुयात |
| ૩ જો ,, | चिनुयात् | चिनुयाताम् | चिनुयुः |

અહિ બધા પ્રત્યયો અવિકારક છે તેથી ગુણ થતો નથી.

## આત્મનેપદ.

## આજ્ઞાર્થ.

૩. ગણોના બીજા વિભાગમાં વર્તમાનકાળ અને હ્યસ્તન ભૂતકાળમાં થાય છે તેજ પ્રમાણે આજ્ઞાર્થના આત્મનેપદ પ્રત્યયોમાંના इ નો आ

થાય છે, અને ત્રીજા પુરૂષના બહુવચનના પ્રત્યયમાંના ન્ નો લોપ થાય છે.

એટલે પ્રત્યયો નીચે પ્રમાણે છે:—

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ऐ | आवहै | आमहै |
| ૨ જો „ | स्व | आथाम् | ध्वम् |
| ૩ જો „ | ताम् | आताम् | अताम् |

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिनवै | चिनवावहै | चिनवामहै |
| ૨ જો „ | चिनुष्व | चिन्वाथाम् | चिनुध्वम् |
| ૩ જો „ | चिनुताम् | चिन्वाताम् | चिन्वताम् |
| ૧ લો પુ. | अश्नवै | अश्नवावहै | अश्नवामहै |
| ૨ જો „ | अश्नुष्व | अश्नुवाथाम् | अश्नुध्वम् |
| ૩ જો „ | अश्नुताम् | अश्नुवाताम् | अश्नुवताम् |

આત્મનેપદ પ્રત્યયોમાં આજ્ઞાર્થનાં પહેલા પુરૂષના ત્રણે વચનોના પ્રત્યયોજ માત્ર વિકારક છે, એટલે એ રૂપોમાં નુ નો ગુણ થઈ नो થાય છે અને પછી नव् થાય છે.

## વિધ્યર્થ.

૪. વિધ્યર્થના આત્મનેપદ પ્રત્યયો ગણોના પહેલા વિભાગના આત્મનેપદ જેવાજ છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | चिन्वीय | चिन्वीवहि | चिन्वीमहि |
| ૨ જો „ | चिन्वीथाः | चिन्वीयाथाम् | चिन्वीध्वम् |
| ૩ જો „ | चिन्वीत | चिन्वीयाताम् | चिन्वीरन् |

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अश्नुवीय | अश्नुवीवहि | अश्नुवीमहि |
| ૨ જો ,, | अश्नुवीथाः | अश्नुवीयाथाम् | अश्नुवीध्वम् |
| ૩ જો ,, | अश्नुवीत | अश्नुवीयाताम् | अश्नुवीरन् |

આ બધા રૂપોમાં नुનો नुव् થયો છે. (પા. ૧૮. ૫. જુઓ.)

૫. આઠમા ગણના ધાતુઓનાં રૂપો चि નાં રૂપો જેવાં છે, માત્ર ફેર એટલોજ છે કે પાંચમા ગણમાં नु અને આઠમા ગણમાં उ લાગે છે. कृ નો उ વિધ્યર્થના य् થી શરૂ થતા પ્રત્યયો લાગતા પૂર્વે લોપાય છે.

## આજ્ઞાર્થ.

આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | तनवै | तनवावहै | तनवामहै |
| ૨ જો ,, | तनुष्व | तन्वाथाम् | तनुध्वम् |

પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | तनवानि | तनवाव | तनवाम |
| ૨ જો ,, | तनु | तनुतम् | तनुत |

વિધ્યર્થ પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | कुर्याम् | कुर्याव | कुर्याम |
| ૨ જો ,, | कुर्याः | कुर्यातम् | कुर्यात |
| ૩ જો ,, | कुर्यात् | कुर्याताम् | कुर्युः |

तन्वीय વિધ્યર્થ આત્મને૦ ૧ લો પુ. એ. વ.
तनुयाम् ,, પરસ્મૈ૦ ,, ,,
कुर्वीय ,, આત્મને૦ ,, ,,
करवाणि આજ્ઞાર્થ પરસ્મૈ૦ ,, ,,
कुरु ,, ,, ૨ જો પુ. એ. વ.
करवै ,, આત્મને૦ ૧ લો પુ. ,,

ઉપલાં કેટલાંક રૂપોમાં (પા. ૧૮. ૯. પ્રમાણે) कृ નો कर् થયો છે.

खादिरं यूपं कुर्वीत स्वर्गकामः खादिरेणैव वै यूपेन देवाः स्वर्गं लोकमजयंस्तथैवैतद्यजमानः खादिरेण यूपेन स्वर्गं लोकं जयति।

दुःखसंतापेन पच्यन्त इव मेऽङ्गान्युत्क्वथ्यत इव हृदयं प्लुष्यत इव दृष्टिर्ज्वलतीव शरीरम्। अत्र यत्प्राप्तकालं तत्करोतु भवान्।

वत्स प्रसन्नोऽस्मि ते कथय किं ते प्रियं करवाणि।

हे ऋत्विजोऽद्य सुत्यादिने सोमं सुनुध्वम्।

कथं नाम प्रभोरादेशमुल्लङ्घयितुं शक्नुयाम्।

एतैरालापैरात्मनः कार्पण्यं मापावृणुष्व।

राजन्यनुरागमाविष्कुर्वतां जना यतस्तेषां संकटानि नश्येयुः।

आत्मनः पुत्राणां प्रवृत्त्युपलब्धये दासं श्रीनगरं प्रहिणु।

राजन्प्रीताः स्मः शुश्रूषया तवैतया तस्मात्सर्वैर्गुणैरुपेतं पुत्रमवाप्नुहि।

शृणुत रे पौराः। अयं वसन्तसेनाघातकश्चारुदत्तो वधस्तम्भं नीयते तद्यदीदृशं कर्म केऽपि कुर्वीरन्दण्डमप्येतादृशं प्राप्नुयुः।

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति॥
तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम्॥
पूर्वे वयसि तत्कुर्याद्येन वृद्धः सुखं वसेत्।
यावज्जीवेन तत्कुर्याद्येनामुत्र सुखं वसेत्॥
श्वःकार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम्।
न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम्॥

## ગુજરાતી વાક્યો.

૧. ચાકર જમીનને શેતરંજીઓથી ઢાંકે (स्तृ).

૨. બ્રાહ્મણો જગતમાં ભમે અને નળને શોધે (वि+चि).

૩. જો તે મને ફરમાવે તો હું તે કરૂં (कृ).

૪. તમારા શત્રુઓનો તિરસ્કાર ન કરો (तिरस्+कृ); કારણ કે તેઓ બળવાન છે.

૫. નબળા પુરૂષોએ જો પોતે ડાહ્યા હોય તો જબરા માણસો સામે હિમ્મત કરવી નહીં (धृप्).

૬. સોમયજ્ઞમાં ગોરલોકોએ સોમ છોડવાનો રસ કાઢવો જોઇએ (सु).

૭. તે શું કહે છે તે સાંભળ (श्रु); તે કહે છે કે તું મૂર્ખ છે.

૮. હું ઇચ્છું છું કે તમે તમારા છોકરાને ભણવા માટે ઈંગ્લાંડ મોકલશો (प्र+हि).

૯. જ્યાંસુધી એ આપણા ઉપર કૃપાશીળ છે ત્યાં સુધી આપણે આપણાં કામ પાર પાડીએ (साध्).

૧૦. પેલા નિર્દોષ પક્ષીઓને પજવો નહીં (द्रु).

---

## શબ્દકોષ ૪.

अनुराग પુ. પ્રીતિ, મહેરબાની.

अमुत्र અ. પરલોકમાં.

अपराह्णिक પુ. સ્ત્રી. ન. પાછલા પહોરને લગતું, ઉતરતા દિવસને લગતું.

आलाप પુ. વાતચીત.

प्रति+ईक्ष् જોવું, સંભાળ લેવી, દરકાર કરવી, રાહ જોવી.

उपेत उप+इનો કર્મણિ ભૂ. કૃ. જોડાયલું, યુક્ત.

ऋत्विज् પુ. યાજ્ઞિકગોર.

एतादृश પુ. સ્ત્રી. ન. આવા પ્રકારનું, આવું.

कथंनाम અ. ખરેખર, કેમ.

कार्पण्य ન. નીચપણું.

काष्ठलोष्टसम પુ. સ્ત્રી. ન. ( काष्ठ ન. લાકડું, लोष्ट પુ. ન. માટીનું ઢેફું, અને सम જેવું) લાકડાં અને માટીનાં ઢેફાં જેવું.

उद्+क्वथ् ૧ લો ગણ પરસ્મૈ૦, ઉકાળવું.

क्षिति સ્ત્રી. પૃથ્વી.

खादिर પુ. સ્ત્રી. ન. ખેરના લાકડાનું.

चारुदत्त પુ. નામ છે.

ज्वल् ૧લો ગણ, પરસ્મૈ૦ બાળવું.

तद् ક્રિ. વિ. તેથી.

दुस्तर પુ. સ્ત્રી. ન. ઓળંગાય નહીં એવું, અલંઘ્ય.

दुःखसंताप પુ. (दुःख ન. દુઃખ અને संताप પુ. તાપ) દુઃખનો તાપ, શોક, પીડા.

पूर्वाह्ण પુ. દિવસનો પહેલો ભાગ.

प्रसन्न, प्र+सद्‌નો ભૂ. કૃ. ખુશ થયલું.

प्रवृत्युपलब्धि સ્ત્રી. (प्रवृत्ति ખબર-અંતર અને उपलब्धि પ્રાપ્તિ) ખબર અંતરની પ્રાપ્તિ.

प्राप्तकाल પુ. સ્ત્રી ન. (प्राप्त प्र+आप्‌નો ભૂ. કૃ. મેળવવું, અને काल પુ. વખત) વખતને અનુસરતું, કાલયોગ્ય.

प्रीत, प्रीનો કર્મણિ ભૂ. કૃ. ખુશ થયલું.

प्लुष् ૧લો ગણ પરસ્મૈ૦, બાળવું.

यजमान પુ. યજ્ઞ કરનાર.

यावज्जीवेन ક્રિ. વિ. જીવન પર્યન્ત.

यूप પુ. યજ્ઞમાં પશુને બાંધવાનો ખીલો.

लङ्घ् ૧લો ગણ અને ૧૦મો ગણ, પરસ્મૈ૦ અને આત્મને૦, જવું, उद्+लङ्घ् તોડવું, ઉલ્લંઘન કરવું.

वधस्तम्भ પુ. (वध પુ. મારી નાખવું, અને स्तम्भ પુ. થાંભલો) ફાંસી દેવાનો થાંભલો.

वसन्तसेनाघातक પુ. (वसन्तसेना સ્ત્રીનું નામ છે, અને घातक પુ. મારી નાખનાર) વસન્તસેનાનો ઘાત કરનાર.

विमुख પુ. સ્ત્રી. ન. આડું મુખ કરનાર.

शनैः ક્રિ. વિ. ધીમે ધીમે.

शुश्रुषा સ્ત્રી. ચાકરી, સેવા.

श्वःकार्य ન. કાલનું કામ.

सहाय પુ. મદદગાર, સોબતી.

सुत्यादिन ન. ( सुत्या સ્ત્રી. ) સોમ યજ્ઞમાં સોમરસ પીવાનો દિવસ.

स्तृ ૫મો ગણ પરસ્મૈ૦ આત્મને૦, ઢાંકવું, પાથરવું. सम्+स्तृ.

स्वर्गकाम પુ. સ્ત્રી. ન. સ્વર્ગની ઈચ્છાવાળો.

કેળવણી अध्ययन न. विनयन न.
કૃપાશીળ स्निग्ध ( स्निह्‌નો ભૂ. કૃ.)
 सस्नेह पु. स्त्री. न.
 જમીન भूमि स्त्री.
તરફ प्रति ( એની સાથે દ્વિતીયા
 વિભક્તિ વપરાય છે.)
નળ (એક રાજાનું નામ છે.) नल पु.

નિરપરાધી अनपकारिन् पु. स्त्री. न.
રસ रस पु.
નબળો दुर्बल पु. स्त्री. न
ફરમાવવું आ+दिश् ૬ઠ્ઠો ગણ.
શેત્રંજી कुथ पु.
સોમયાગ सोमयाग पु.

## પાઠ ૫મો.

### નવમો ગણ.

### વર્તમાનકાળ તથા આજ્ઞાર્થ.

૧. નવમા ગણમાં ધાતુ અને પ્રત્યયની વચ્ચે ना આવે છે. વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે ना નું नी થાય છે, અને સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે न् થાય છે.

બીજા વિભાગના ગણોના પ્રત્યયો ગયા ત્રણ પાઠમાં બતાવ્યા છે.

क्री પરસ્મૈ૦ આત્મને૦ 'વેચાતું લેવું.'

વર્તમાન, પરસ્મૈ૦.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणामि | क्रीणीवः | क्रीणीमः |
| ૨ જો ,, | क्रीणासि | क्रीणीथः | क्रीणीथ |
| ૩ જો ,, | क्रीणाति | क्रीणीतः | क्रीणन्ति |

વર્તમાન, આત્મને૦

| | એ. વ. | દ્વિ વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणे | क्रीणीवहे | क्रीणीमहे |
| ૨ જો ,, | क्रीणीषे | क्रीणाथे | क्रीणीध्वे |
| ૩ જો ,, | क्रीणीते | क्रीणाते | क्रीणते |

આજ્ઞાર્થ, પરસ્મૈ૦.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणानि | क्रीणाव | क्रीणाम |
| ૨ જો ,, | क्रीणीहि | क्रीणीतम् | क्रीणीत् |
| ૩ જો ,, | क्रीणातु | क्रीणीताम् | क्रीणन्तु |

આજ્ઞાર્થ, આત્મને૦.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | क्रीणै | क्रीणावहै | क्रीणामहै |
| ૨ જો ,, | क्रीणीष्व | क्रीणाथाम् | क्रीणीध्वम् |
| ૩ જો ,, | क्रीणीताम् | क्रीणाताम् | क्रीणताम् |

આ રૂપોમાં ના નો ફેરફાર કરતી વેળા વિકારક ને અવિકારક પ્રત્યયો ધ્યાનમાં રાખો.

૨. જો આ ગણના ધાતુને અન્તે વ્યંજન હોય તો આજ્ઞાર્થ પરસ્મૈપદ બીજા પુરૂષના એકવચનનું રૂપ માત્ર ધાતુને आन લગાડવાથી થાય છે; જેમકે मुष् 'ચોરવું' ઉપરથી मुषाण (તું) ચોરી કર.

मुष् પરસ્મૈ૦ આજ્ઞાર્થ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | मुष्णानि | मुष्णाव | मुष्णाम |
| ૨ જો ,, | मुषाण | मुष्णीतम् | मुष्णीत |
| ૩ જો ,, | मुष्णातु | मुष्णीताम् | मुष्णन्तु |

---

अग्नितप्तं सुवर्णं विलिनाति*।

प्रियायै दातुं पुष्पस्रजं †ग्रथ्नामि।

दोहनकाले वत्सं स्तम्भे बध्नन्ति।

अस्मिन्नरण्ये मार्गं कर्तुं तरूँल्लुनीहि।

अयं तव सदाचारस्ते लक्ष्मीं पुष्णातु।

युद्धेषु वीराः शत्रूणां शिरोभिर्भूमिमास्तृणते।

---

*જુઓ પા૦ ૩૮ નોંધ* †જુઓ પા૦ ૩૮ નોંધ §

उद्धृतं गच्छन्त्यास्तव गलितमुत्तरीयं गृहाणैतत्।
विवाहविधौ कन्यायाः पाणिं वरो गृह्णाति।
सुवर्णशतं दत्त्वा वयमश्वं महाजवं क्रीणीमहे।
अपेक्षितं वृणतां भवन्त इत्यस्मानवदत्कृपालुर्भगवान्।
रुद्रो देवानवददहं वरं वृणे। वृणीष्वेति तेऽभाषन्त।

पावकस्तीर्थोदकं च पापकृतः पुनीत इति ब्राह्मणा वदन्ति।

क्षणध्वंसिनो मनुजा वयमनाद्यनन्तस्य परमेश्वरस्य कथं तत्त्वं जानीमः।

अस्मिन्महति दुर्भिक्षे धान्यं न लभ्यते ततः किमश्नाम कथं च जीवितं धारयाम।

*धूनोति चम्पकवनानि धुनोत्यशोकं
चूतं धुनाति धुवति स्फुटितातिमुक्तम्।
वायुर्विधूनयति चम्पकपुष्परेणू-
स्तत्कानने धवति चन्दनमञ्जरीश्च॥

वाणावलिं किरत्याजौ करोति शरमण्डपम्।
कृणोति करिणः शत्रोः स कृणाति हयान्परान्॥
स्तम्भते पुरुषः प्रायो यौवनेन धनेन च।
न स्तभ्नाति क्षितीशोऽपि न स्तभ्नोति युवाप्यसौ॥
कृणात्यसौ द्विषां दर्पं शिरस्तेषां निकृन्तति।
कीर्तयन्ति गुणांस्तस्य विस्मयेन दिवौकसः॥
स्तृणोति बाणजालैः स रणे वीरवरूथिनीम्।
तच्छिरोभि+ स्तृणात्युर्वीं तृणराजफलैरिव॥

---

* આ પાઠમાં તેમજ આવતા પાઠોમાં આ અને એવી જાતના શ્લોકો કૃષ્ણ નામના રાજાને લાગુ પડે છે અને એનેજ લાગુ પડતા શ્લોકો એ પાછલા પાઠોમાં આપેલા છે.

\+ વિસર્ગ પછી श्, ष् કે स्, આવે અને તેની (श्, ष्, કે स् ની) પછી અઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો વિકલ્પે લોપ થાય છે.

स्वप्नेऽपि नानृतां वाणीं संगृणाति स भूपतिः।
यस्य संगिरते किंचित्तस्मै तत्प्रतिपादयेत्† ॥
लिनाति धर्म एवासौ नेन्द्रियार्थेषु लीयते ॥
प्रीणाति यः सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम्।
तन्मित्रमापदि सुखे च समक्रियं य
देतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥

---

## ગુજરાતી વાક્યો.

૧. પવન ઝાડોનાં શિખરોને હલાવે છે (धू).

૨. તું પૈસા ચોર મા (मुष्); કારણ કે રાજાના અધિકારીઓ જેઓ એમ કરે છે તેમને શિક્ષા કરે છે.

૩. ઉપવાસને દિવસે અમે કંઈ ખાતા નથી (अश्).

૪. હમણા તો બ્રહ્મણો મ્લેચ્છો પાસેથી પણ દક્ષિણા લે છે (ग्रह्).

૫. મારે માટે મુંબઈમાં ધાન્યના મોટા ઢગ ખરીદ કર (क्री).

૬. ગોવિન્દ તે ઝાડની ડાળીઓ કાપી નાખે છે (लू).

૭. નારાયણ પોતાનો ઘડો તળાવે પાણીથી ભરે (पॄ).

૮. તું તેમનાં કાવત્રાં જાણતો નથી (ज्ञा).

૯. આડે રસ્તે લઈ જનારી ઈચ્છાઓને તેઓ કાબુમાં રાખે (नि+ग्रह्).

૧૦. મારે ઘેર આવતા દરેક માણસને હું ખુશ કરૂં છું (प्री).

૧૧. હું અહિં બહુવાર સુધી રહ્યો છું, મને જવા દો (अनु+ज्ञा).

૧૨. ઓ દેવો! પાપી માણસો માત્ર તમને સમરે છે એટલે તમે તેમને પાવન કરો છો (पू).

---

† સામાન્ય રીતે પ્રેરકભેદનો અર્થ હોય તો ધાતુનાં રૂપાખ્યાન ૧૦મા ગણના રૂપાખ્યાન જેવાં થાય છે.

ई. अहन्+न्–अहन् પા. ૭૬, ૧. પ્રમાણે; अहन्+ताम् (દ્વિ. વ.)–પા. ૬૮, ૨. અ. પ્રમાણે न् લોપાય છે એટલે अहताम्. अहन् + अन् (બ. વ.)– अह्न्+अन् પા. ૬૮,૨. અના છેલ્લા ભાગ પ્રમાણે–अघ्नन् પા.૬૮,૨.ઈ. પ્રમાણે.

| | એ. વ. | દ્વિ. વ | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अहनम् | अहन्व | अहन्म |
| ૨ જો ,, | अहन् | अहतम् | अहत |
| ૩ જો ,, | अहन् | अहताम् | अघ्नन् |

આત્મને૦ ૩જો પુ अहत्–अघ्नाताम्, अघ्नत વિગેરે.

ઈ. अमृज्+त्–अमार्ज+त् પા. ૬૯, ૪. પ્રમાણે–अमार्ज् પા. ૭૬, ૧. પ્રમાણે–अमार्ष् પા ૬૯, ૯. પ્રમાણે. *अमार्ट्–ड् પા. ૭૭, ૨. પ્રમાણે. એવીજ રીતે ૨જો પુ. એ. વ. अमार्ट्–ड् થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अमार्जम् | अमृज्व | अमृज्म |
| ૨ જો ,, | अमार्ट्+ड् | अमृष्टम् | अमृष्ट |
| ૩ જો ,, | अमार्ट्–ड् | अमृष्टाम् | अमृजन्–अमार्जन् |

૧. विद्, जागृ, शास्, जक्ष्, चकास् અને दरिद्रा એ ધાતુઓનો હ્યસ્તનભૂતકાળનો ૩જો પુ. બ. વ. નો પ્રત્યય उस् છે.

द्विष् આ પ્રત્યય વિકલ્પે લે છે.

**૩. ધાતુના અન્ત્ય द् નો હ્યસ્તનભૂતકાળના ૨જો પુ. એ. વ. માં વિકલ્પે र् અથવા વિસર્ગ થાય છે.**

આ નિયમ પ્રમાણે अवेद्+स् નું अवेत्–द् અથવા अवेः થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अवेदम् | अविद्व | अविद्म |
| ૨ જો ,, | अवेत्–अवेद्–अवेः | अवित्तम् | अवित्त |
| ૩ જો ,, | अवेत्–द् | अवित्ताम् | अविदुः |

૨. અન્ત્ય સ્વરનો उस् પૂર્વે ગુણ થાય છે.

जागृ–પરસ્મૈ૦ હ્યસ્તનભૂતકાળ ૩ જો પુ. अजागः–अजागृताम्–अजागरुः, अजागृ+त्–अजागर्+त् અને પા. ૭૬, ૧. પ્રમાણે अजागर्–अजागः.

* र् પહેલો વર્ણ હોય એવો સંયુક્ત વ્યંજન પદને અન્તે આવે તો તેના છેલ્લા વ્યંજનનો લોપ થતો નથી. પણ જો र् પહેલો વર્ણ અને स् છેલ્લો વર્ણ એવો સંયુક્ત વ્યંજન પદને અન્તે હોય તો स् લોપાય છે.

**૪. ધાતુના અન્ત્ય स् નો त् પ્રત્યય પૂર્વે त् અથવા द् થાય છે, અને स् પ્રત્યય પૂર્વે વિકલ્પે त् અથવા द् થાય છે.**

शास् પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अशासम् | अशिष्व | अशिष्म |
| ૨ જો ,, | अशात्–द्–अशाः | अशिष्टम् | अशिष्ट |
| ૩ જો ,, | अशात्–द् | अशिष्टाम् | अशासुः |

अशास्+त, त् નો લોપ થયો એટલે अशास् થયું ને ઉપલા ૪ પ્રમાણે अशात्–द् થયાં.

इश् આત્મને૦ હ્યસ્તનભૂતકાળ ૩ જો પુ. ऐष्ट–ऐशाताम्–ऐशत, ૨જો પુ. બ. વ. ऐड्ढवम्. श નો પા. ૬૯, ૯ પ્રમાણે ष् થયો અને ष् નો પા. ૬૭, ૬ પ્રમાણે ड् થયો અને ध्वम् નો ढ्वम् થયો. वश् પરસ્મૈ૦ હ્યસ્તન ભૂતકાળ. ૩જો પુ. अवट्–अवड्–औष्टाम्–औशन्. ताम् પ્રત્યય પૂર્વે व् નો उ થયો અને आ પૂર્વે મૂકી आ+उ ને સ્થાને उ ની વૃદ્ધિ औ થઈ.

વિધ્યર્થ.

दुह् પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दुह्याम् | दुह्याव | दुह्याम |
| ૨ જો ,, | दुह्याः | दुह्यातम् | दुह्यात |
| ૩ જો ,, | दुह्यात् | दुह्याताम् | दुह्युः |

આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दुहीय | दुहीवहि | दुहीमहि |
| ૨ જો ,, | दुहीथाः | दुहीयाथाम् | दुहीध्वम् |
| ૩ જો ,, | दुहीत | दुहीयाताम् | दुहीरन् |

हन् ૩જો પુ. हन्यात्–हन्याताम्–हन्युः.
આત્મને० ૩જો પુ. घ्नीत–घ्नीयाताम्–घ्नीरन्
शास् પરસ્મૈ० ૩જો પુ. शिष्यात्–शिष्याताम्–शिष्युः.

---

सायं प्रातर्धेनुमग्निहोत्रायाधोगृपिः।
दण्डकायां वसन्तौ रामलक्ष्मणौ रक्षसां सहस्राण्यहताम्।
चाणक्योऽकिंचनो ब्राह्मणो नन्दानछेद्बुद्धिप्रभावाच्च तानहन्।
तेषां च राज्यं चन्द्रगुप्तो नाम नृपतिश्चाणक्यस्य शिष्योऽशात्।
देवानां संदेशं हरन्नलो दमयन्त्या अन्तःपुरं प्राविशत्। प्रविशन्तं च तं देवानां वराद्रक्षितारो नाविदुः।
केचिद्बटवस्तडागस्य तटमुपगता लोष्टैर्भेकानभ्यघ्नन्।
स राजा दिग्विजयादारभ्यात्मनः सर्वं वृत्तान्तं गन्धर्वकन्याया* आचष्ट।
यथा पाण्डवा रणे नास्मान्हन्युस्तथा क्रियताम्।
कश्चित्कुक्कुरो यज्ञमण्डपं गतोहवींष्यवालेट्। तत्रर्त्विजस्तमाघ्नन्सर्वं च समुपाहृतं यज्ञियं द्रव्यं त्यक्त्वा मण्डपं सममार्जन्।
राजानो धर्मेण वसुधां शिष्युः।

---

## ગુજરાતી વાક્યો.

૧. નન્દવંશના રાજાઓ પછી મૌર્યવંશના રાજાઓએ પૃથ્વી ઉપર રાજ્ય કર્યું (शास्).

૨. કલિંગના યોદ્ધાઓએ અમને નીચે પ્રમાણે કહ્યું (चक्ष्).

---

*જુઓ માર્ગો. પા. ૧૦૨ નોંધ*

૨. "જે અંગ લોકો અમને ઘણો વખત થયાં ધિક્કારતા હતા (द्विष्) તેઓએ અમારા મુલકપર હુમલો કર્યો. અમે તેઓની સાથે લડાઈ લડ્યા અને તેઓના સરદારોને માર્યા (हन्). તેઓનો રાજા આ જાણતો ન હતો (विद्); અને તેથી તે લડાઈની જગ્યાએ જાતે આવ્યો. પણ પોતાના માણસોને મુએલાં જોઈને તે પોતાને મુલક પાછો ફર્યો."

૩. તમે ગઈ કાલે ગાયો દોહી (दुह्)?

૪. હરિ આખી રાત વેદ ભણતો જાગતો હતો (जागृ).

૫. દરરોજ માણસે સવારે પોતાનું મોઢું સાફ કરવું જોઈએ (प्र+मृज्).

---

## શબ્દકોષ ૧૦.

अग्निहोत्र ન. અગ્નિ દેવતાનો યજ્ઞ.

कुक्कुर પુ. કુતરો.

गन्धर्वकन्या સ્ત્રી. ગન્ધર્વની છોકરી.

चन्द्रगुप्त પુ. રાજાનું નામ છે.

चाणक्य પુ. પુરૂષનું નામ છે.

तट પુ. સ્ત્રી. ન. કિનારો, કોર.

दिग्विजय પુ. (दिश् સ્ત્રી દિશા, विजय પુ. જીત) દિશાઓની જીત, દેશોની જીત.

द्रव्य ન. ચીજ, વસ્તુ.

नन्द પુ. રાજવંશનું નામ છે, એ વંશનો માણસ.

बटु પુ. છોકરો.

भेक પુ. દેડકો.

यज्ञमण्डप પુ. યજ્ઞને માટે તૈયાર કરેલો માંડવો.

मण्डप પુ. માંડવો.

यज्ञिय પુ. સ્ત્રી. ન. યજ્ઞને લગતું.

रण ન. લડાઈ.

वसुधा સ્ત્રી. પૃથ્વી.

वृत्तान्त પુ. હેવાલ, બનાવ.

समुपाहृत (सम्+उप+आ+हृ નો ક. ભૂ. કૃ.) એકઠું કીધેલું.

सहस्र ન. હજાર.

हन् अभि અથવા आ જોડે, મારવું.

---

હ્યસ્તનભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अविभरम् | अविभृव | अविभृम |
| ૨ જો ,, | अविभः | अविभृतम् | अविभृत |
| ૩ જો ,, | अविभः | अविभृताम् | अविभरुः |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | विभराणि | विभराव | विभराम |
| ૨ જો ,, | विभृहि | विभृतम् | विभृत |
| ૩ જો ,, | विभर्तु | विभृताम् | विभ्रतु |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | विभृयाम् | विभृयाव | विभृयाम |
| ૨ જો ,, | विभृयाः | विभृयातम् | विभृयात |
| ૩ જો ,, | विभृयात् | विभृयाताम् | विभृयुः |

विभृ ૨. अ., आ., અને ૩. પ્રમાણે. વિકારક પૂર્વે ગુણ થાય છે. (પા. ૧૬. ૬ પ્રમાણે). विभ्रति પા. ૮૩, ૫ પ્રમાણે; હ્યસ્તનભૂતકાળ ૩જો પુ. એ. વ. अविभृ+त्-अविभर्त् પા. ૧૬, ૬ પ્રમાણે; પા. ૭૧, ૧ પ્રમાણે अविभर्-अविभः (માર્ગો. પા. ૭. નોંધ +); ૩જો પુ. બ. વ. अविभरुः ૬ પ્રમાણે.

આત્મનેપદ વર્તમાનકાળ ૩જો પુ. विभृते विभ्राते विभ्रते

,, હ્યસ્તનભૂત ૩જો પુ. अविभृत अविभ्राताम् अविभ्रत

ह्री પરસ્મૈ૦ વર્તમાનકાળ ૩જો પુ. जिह्रेति जिह्रीतः जिह्रियति (પા. ૪૮, ૨ પ્રમાણે).

,, ,, હ્યસ્તનભૂત ૩જો પુ. अजिह्रेत् अजिह्रीताम् अजिह्रयुः(૬ પ્રમાણે).

૭. मा અને हा 'જવું' એ ધાતુના અન્ત્ય સ્વરનો વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે ई થાય છે, અને સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે લોપ થાય છે.

मा આત્મને૦ વર્તમાનકાળ ૩ જો પુ. मिमीते मिमाते मिमते

हा ,, 'જવું' ,, ,, जिहीते जिहाते जिहते

હ્યસ્તનભૂતકાળ ૩ જો પુ. { अमिमीत अमिमाताम् अमिमत
अजिहीत अजिहाताम् अजिहत

પા. ૮૩, ૩ પ્રમાણે મા ની દ્વિરૂક્તિ मिमा થયું, તે પ્રત્યય વ્યંજનથી શરૂ થતો અવિકારક હોવાથી मा ધાતુના आ નો ई થયો, તે પ્રમાણે मिमीते થયું. आते, अते વિગેરે પ્રત્યયો પૂર્વે સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યયો છે માટે ધાતુના आ નો લોપ થાય છે.

૮. हा 'ત્યાગ કરવો' એનો ઉપર પ્રમાણે ફેરફાર થાય છે, પણ ई વિકલ્પે હ્રસ્વ इ થાય છે. य् થી શરૂ થતા વિધ્યર્થના પ્રત્યયો પૂર્વે ધાતુના आ નો લોપ થાય છે, અને આજ્ઞાર્થના ૨જા પુ. એ. વ.માં आ વિકલ્પે કાયમ રહે છે, એટલે जहाहि, जहिहि, जहीहि એમ ત્રણ રૂપો થાય છે.

हा 'ત્યાગ કરવો' પરસ્મૈ૦ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | जहामि | जहिवः–जहीवः | जहिमः–जहीमः |
| ૨ જો ,, | जहासि | जहिथः–जहीथः | जहिथ–जहीथ |
| ૩ જો ,, | जहाति | जहितः–जहीतः | जहति |
| હ્યસ્તનભૂતકાળ ૩ જો પુ. | अजहात् | अजहिताम्–अजहीताम् | अजहुः |
| આજ્ઞાર્થ ,, | जहातु | जहिताम्–जहीताम् | जहतु |
| વિધ્યર્થ ,, | जह्यात् | जह्याताम् | जह्युः |

૯. વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે भी નો ई વિકલ્પે હ્રસ્વ થાય છે.

**૧. અંગમાં એક કરતાં વધારે સ્વર હોય અને ધાતુના इ (હ્રસ્વ કે દીર્ઘ) ની પૂર્વે જોડાક્ષર ન આવ્યો હોય તો તે इ નો સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે य् થાય છે.**

बिभि+अति–बिभ्यति કારણ કે એમાં એકથી વધારે સ્વર છે; પણ जिह्री+अति–जिह्रियति થાય છે, કારણ કે ह्री માંના ई ની પૂર્વે જોડાક્ષર ह्र् આવ્યો છે.

| | | | | |
|---|---|---|---|---|
| વર્તમાનકાળ ૩ જો પુ. | बिभेति | बिभितः-बिभीतः | बिभ्यति | પરસ્મૈ૦. |
| હ્યસ્તનભૂ.કા. ,, | अबिभेत् | अबिभिताम्–अबिभीताम् | अबिभयुः | ,, |
| આજ્ઞાર્થ ૧ લો પુ. | बिभयानि | बिभयाव | बिभयाम | ,, |

૧૦. અવિકારક પ્રત્યય પૂર્વે दा અને धा ધાતુના અન્ત્ય સ્વરનો લોપ થાય છે, અને स्, ध्व्, त् અને थ् પૂર્વે धा धत् રૂપ ધારણ કરે છે. પરસ્મૈ૦ આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ.નાં રૂપો देहि તથા धेहि થાય છે.

धा મૂકવું પરસ્મૈ૦ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधामि | दध्वः | दध्मः |
| ૨ જો ,, | दधासि | धत्थः | धत्थ |
| ૩ જો ,, | दधाति | धत्तः | दधति |

હ્યસ્તનભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदधाम् | अदध्व | अदध्म |
| ૨ જો ,, | अदधाः | अधत्तम् | अधत्त |
| ૩ જો ,, | अदधात् | अधत्ताम् | अदधुः |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधानि | दधाव | दधाम |
| ૨ જો ,, | धेहि | धत्तम् | धत्त |
| ૩ જો ,, | दधातु | धत्ताम् | दधतु |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दध्याम् | दध्याव | दध्याम |
| ૨ જો ,, | दध्याः | दध्यातम् | दध्यात |
| ૩ જો ,, | दध्यात् | दध्याताम् | दध्युः |

આત્મનેપદ વર્તમાનકાળ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधे | दध्वहे | दध्महे |
| ૨ જો ,, | धत्से | दधाथे | धद्ध्वे |
| ૩ જો ,, | धत्ते | दधाते | दधते |

 હ્યસ્તનભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदधि | अदध्वहि | अदध्महि |
| ૨ જો ,, | अधत्थाः | अदधाथाम् | अधद्ध्वम् |
| ૩ જો ,, | अधत्त | अदधाताम् | अदधत |

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधै | दधावहै | दधामहै |
| ૨ જો ,, | धत्स्व | दधाथाम् | धद्ध्वम् |
| ૩ જો ,, | धत्ताम् | दधाताम् | दधताम् |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | दधीय | दधीवहि | दधीमहि |
| ૨ જો ,, | दधीथाः | दधीयाथाम् | दधीध्वम् |
| ૩ જો ,, | दधीत | दधीयाताम् | दधीरन् |

धद्ध्वम् વિગેરે રૂપોમાં त् નો द् થાય છે; કારણ કે તેની પછી અનુનાસિક શિવાય ઘોષ વ્યંજન આવેલો છે. अदधुः રૂપમાં आ નો લોપ થયો છે પા. ૮૩, ૬ પ્રમાણે. ऐ પ્રત્યય શિવાય આજ્ઞાર્થના ૧ લા પુ. ના પ્રત્યયો आ થી શરૂ થાય છે, એ વાત ધ્યાનમાં રાખવી.

दा ના રૂપો આજ પ્રમાણે કરવાં.

૧૧. સ્વરથી શરૂ થતા વિકારક પ્રત્યયો પૂર્વે આ ગણમાં ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થતો નથી; જેમકે नेनिजानि આજ્ઞાર્થ ૧ લો પુ. એ. વ.

| | | | |
|---|---|---|---|
| પરસ્મૈ૦ વર્તમાન ૩ જો પુ. | नेनिक्ति | नेनेक्तिः | नेनिजति |
| આત્મને૦ ,, ,, | नेनिक्ते | नेनिजाते | नेनिजते |

ति પૂર્વે ज् નો क् થાય છે માર્ગોપ. પા. ૭૪ *નોંધ પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| પરસ્મૈ૦ હ્યસ્તનભૂ. કા. ૧ લો પુ. | अनेनिजम् | अनेनिज्व | अनेनिज्म |
| આત્મને૦ ,, ,, | अनेनिजि | अनेनिज्वहि | अनेनिज्महि |
| પરસ્મૈ૦ આજ્ઞાર્થ ,, | नेनिजानि | नेनिजाव | नेनिजाम |
| આત્મને૦ ,, ,, | नेनिजै | नेनिजावहै | नेनिजामहै |

विज् આ. ૩જો પુ. वेविक्ते वेविजाते वेविजते
विष् પરસ્મૈ० ,, वेवेष्टि वेविष्टः वेविषति } વર્તમાનકાળ.
,, આત્મને० ,, वेविष्टे वेविषाते वेविषते

---

धान्यं सिमीते कुडवेन।

अग्नौ ससिधो जुहोत्यध्वर्युः।

यथा मे पिता धर्मं न प्रजहातु तथा मे वरं देहि।

*येभ्यः सर्वे लोका अबिभयुस्ताञ्राक्षसानरण्ये रामोऽहन्।

भर्त्रा सह पितुः समीपं गच्छन्ती जिह्रेमीत्यवदच्छकुन्तला।

कृष्णश्चक्रमबिभर§र्जुनो गाण्डीवं दुर्योधनभीमसेनौ गदामबिभृतामन्ये सर्वे योधाः साधारणं धनुरबिभरुः।

ब्राह्मणोऽब्राह्मणो वा यः कोऽपि निर्धनोऽशक्तश्च भवेत्तस्मै धनं दत्त।

रामभार्यां जहाहि जहिहि जहीहीति त्रिर्विभीषणो रावणमुपादिशत्।

यस्मिन्कन्यामलंकृत्य वरमाहूय तस्मै तां ददति स ब्राह्मो विवाह उत्तमफलकः।

हरिचरणयोः प्रक्षिप्तोऽयं पुष्पाणामञ्जलिर्नः कल्याणं विधत्ताम्।

पुरोहितास्तेषां गृहं गत्वा प्रथमं पादानवानेनिजुः पश्चात्समन्त्रकं कर्म व्यदधुः।

---

* 'ભય પામવો' અને 'ભયમાંથી રક્ષણ કરવું' એ અર્થના ધાતુઓ (भी, त्रै અને સમાનાર્થ ધાતુઓ) પ્રયુક્ત હોય તો જ્યાંથી ભય ઉત્પન્ન થાય છે, તે હેતુ બતાવનાર શબ્દ પંચમી વિભક્તિમાં વપરાય છે.

§ अबिभर ૩પ છે તે યાદ રાખવું.

दद्दाति द्रविणं भूरि दाति दारिद्र्यमर्थिनाम्।
सोऽवदायति कीर्तिं च शिरोऽवद्यति विद्विषाम्॥
संदधाति धनुर्ज्यायां यदैवेषून् रुषान्वितः।
तदैव तं भयाक्रान्ताः संधियन्ति धराधिपाः॥
न जहाति सदाचारं स सदा चारणस्तुतः।
उज्जिहीते जगज्जित्वा तस्य कीर्तिः सुरालयम्॥
न क्लाम्यति दिनं कृत्स्नं ददानोऽपि धनं बहु।
न च क्रामति संग्रामे निघ्नन्गजघटाशतम्॥
न्यायप्रवृत्तो नृपतिरात्मानमपि च प्रजाः।
त्रिवर्गेणोपसंधत्ते निहन्ति ध्रुवमन्यथा॥
अधर्मान्नात्रसः पाप लोकवादान्न चाबिभेः।
दैवाद्बिभीहि काकुत्स्थ जिह्रीहि त्वं तथा जनात्॥
मिथ्या *मामभिसंक्रुध्यन्नवशां शत्रुणा हृताम्।
आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन॥
यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने।
तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि॥
न बिभेति यदा चायं यदा चास्मान्न बिभ्यति।
यदा नेच्छति न द्वेष्टि ब्रह्म संपद्यते तदा॥

---

## ગુજરાતી વાક્યો.

૧. ધૃતરાષ્ટ્રના છોકરાઓએ ગાયોને છોડી (हा) અને લડાઈને સ્થાનેથી નાઠા.

---

* क्रुध् અને द्रुह् ધાતુની પૂર્વે ઉપસર્ગ આવ્યો હોય તો જે પુરૂષ અથવા વસ્તુ તરફ ક્રોધ અને દ્રોહની વૃત્તિ બતાવવામાં આવે તે પુરૂષ અથવા વસ્તુવાચક શબ્દ દ્વિતીયા વિભક્તિમાં વપરાય છે, ચતુર્થીમાં વપરાતો નથી.

૨. રામે શિવનું ધનુષ વાળ્યું માટે જનકે તેને પોતાની દીકરી સીતા દીધી (दा).

૩. શૂરવીર માણસો પોતાના શત્રુઓથી બીતા નથી (भी).

૪. રાજાના માણસો મારૂં ધન લઈ ન જાય માટે મે તે પેલા ઘરમાં નાંખ્યું (नि + धा).

૫. તમારા બળવાન શત્રુઓ જોડે સલાહ કરો (सम् + धा) કે તમારો બધો દેશ નાશ ન પામે.

૬. તું નાગો ફરતાં લાજતો નથી (ह्री)?

૭. સ્મૃતિઓ વિધવાઓનાં પુનર્લગ્નની આજ્ઞા કરે છે (वि + धा).

૮. જ્યારે ગોવિન્દ વાત કહેતો હતો ત્યારે તેં તારા કાન કેમ બંધ કર્યા (पि + धा અથવા अपि + धा)?

૯. સ્ત્રીઓ શરીરે ઘરેણાં પહેરે છે (परि + धा).

૧૦. માણસે ટેકમાંથી તોછડાઈ ઓળખી કાઢવી જોઈએ (वि+विज्).

૧૧. તારા હાથ અને પગ ધો (अव + निज्) અને પછી તારૂં સંધ્યાપૂજન શરૂ કર.

૧૨. રાજાના અધિકારીઓએ તે જમીનની લંબાઈ માપી (मा).

૧૩. યતિઓ તળાવે પાણીથી પોતાનાં કમંડળો ભરે છે (पृ અથવા पॄ).

---

## શબ્દકોષ ૧૧.

### ત્રીજા ગણના ધાતુઓ.

दा પરસ્મૈ૦ અને આત્મને૦ આપવું.

धा પરસ્મૈ૦ અને આત્મને૦ ધરવું, वि + धा પકડવું, મૂકવું, અમલ કરવો, કરવું, (ધર્મ પુસ્તકમાં) આજ્ઞા કરવી, परि + धा પહેરવું, सम् + धा સમાધાન કરવું, લગાડવું, ચોંટાડવું; अपि+धा કે पि+धा બંધ કરવું, नि + धा મૂકવું, રાખી મૂકવું, अव + धा ધ્યાન દેવું.

निज् પરસ્મૈ૦ અને આત્મને૦ સ્વચ્છ કરવું, अव + निज् ધોવું.

पृ અથવા पॄ પરસ્મૈ૦ ભરવું.

भी પરસ્મૈ૦ બીવું.

भृ પરસ્મૈ૦ અને આત્મને૦ આશ્રય આપવો, લઈ જવું.

मा આત્મને૦ માપવું.

विज् પરસ્મૈ૦ અને આત્મને૦ જૂદું પાડવું, वि+विज् ભેદ જાણવો.

विष् પરસ્મૈ૦ અને આત્મને૦ ઘેરી લેવું.

हा આત્મને૦ જવું, उद्+हा ઉંચે જવું.

हा પરસ્મૈ૦ ત્યાગ કરવો, તજવું.

हु પરસ્મૈ૦ હોમવું.

ह्री પરસ્મૈ૦ શરમાવું, લાજવું.

---

अञ्जलि પુ. ખોબો.

अन्यथा ક્રિ. વિ. નહીંતો.

अन्वित अनु+इ નો કર્મણિ ભૂ. કૃ. યુક્ત, સહિત, ભરેલું.

अर्थिन् પુ. સ્ત્રી. ન. માગનાર, યાચક.

अवश પુ. સ્ત્રી. ન. આશ્રય રહિત, લાચાર.

अशक्त પુ. સ્ત્રી. ન. નબળું.

उत्तमफलक પુ. સ્ત્રી. ન. (उत्तम પુ. સ્ત્રી. ન સુંદર, फल ન. ફળ, અને क પ્રત્યય) ઉત્તમ ફળવાળું, સારા પરિણામવાળું.

काकुत्स्थ પુ. કકુત્સ્થના વંશમાં જન્મેલો પુરૂષ, રામ.

कुडव પુ. અનાજનું માપ.

कृ अलम् જોડે, શણગારવું.

कृत्स्न પુ. સ્ત્રી. ન. આખું.

क्रुध् अभि+सम् જોડે, ગુસ્સે થવું.

गजघटाशत ન. (घटा સ્ત્રી. રચના, સમૂહ, સમુદાય, शत ન. સો) હાથીઓની સો હાર, સેકડો હાથીઓ.

गदा સ્ત્રી. ગદા.

गाण्डीव ન. અર્જુનના ધનુષ્યનું નામ છે.

चारणस्तुत પુ. સ્ત્રી. ન. (चारण પુ. ભાટ) ભાટોથી વખણાયલું.

त्रिः ક્રિ. વિ. ત્રણવાર.

त्रिवर्ग પુ. (धर्म પુણ્ય, अर्थ પૈસો, काम ઇચ્છા) એ ત્રણ વસ્તુઓનો સમૂહ.

दिनेदिने ક્રિ. વિ. દરરોજ.

दुर्योधनभीमसेनौ પુ. દ્વિ વ. દુર્યોધન અને ભીમસેન (સમાસ).

दै ૧લો ગણ પરસ્મૈ૦ अव જોડે, સાફ કરવું, શુદ્ધ કરવું.

दो ૪ થો ગણ પરસ્મૈ૦ अव જોડે, કાપવું.
द्रविण ન. પૈસો.
धनुर्ज्या સ્ત્રી. (ज्या સ્ત્રી. દોરી [કામઠાની]) ધનુષની દોરી.
धराधिप પુ. (धरा સ્ત્રી. પૃથ્વી, अधिप પુ. ધણી) પૃથ્વીપતિ, રાજા.
धी ૬ ઠ્ઠો ગણ પરસ્મૈ૦ सम् જોડે, સલાહ કરવી.
ध्रुवम् ક્રિ. વિ. નક્કી.
निर्धन પુ. સ્ત્રી. ન. ધનરહિત, ગરીબ.
न्यायप्रवृत्त પુ. સ્ત્રી. ન. (न्याय પુ. ઈન્સાફ, પ્રમાણિકપણું, प्रवृत्त प्र + वृत् 'આગળ ચાલવું' નો ભૂ. કૃ.) વાજબી વર્તણુંકવાળું, ઈન્સાફ પ્રમાણે ચાલનારૂં.
पद् ૪ થો ગણ આત્મને૦ सम् જોડે, થવું.
प्रादुस् ક્રિ. વિ. કે નામયોગી. દેખીતું, ખુલ્લું. (ક્રિયાપદ સાથે વપરાય છે.)
विभीषण પુ. રાવણના ભાઈનું નામ છે.
ब्राह्म પુ. બ્રાહ્મણમાં ચાલતું અમુક પ્રકારનું લગ્ન.
भयाक्रान्त પુ. સ્ત્રી. ન. (आक्रान्त आ + क्रम् નો કર્મણિ ભૂ. કૃ. જીતાયલું, વશ કરાયલું) ભયને વશ.
मिथ्या અ. ક્રિ. વિ. ખોટી રીતે, ફોગટ.
रामभार्या સ્ત્રી. રામની સ્ત્રી.
रुष् સ્ત્રી. ગુસ્સો.
लोकवाद પુ. લોકની નિન્દા.
विद्वस् विद् 'જાણવું' નો વ. કૃ. જાણતું.
विशिष्ट પુ.સ્ત્રી.ન. આબરૂદાર માણસ
व्यास પુ. મહાભારત આદિ કાવ્યોનો લખનાર.
शकुन्तला સ્ત્રી. દુષ્યન્ત રાજાની વહુ.
शेष પુ. ન. બાકી રહેલું.
समन्त्रकम् ક્રિ. વિ. મન્ત્ર સહિત એટલે મન્ત્ર ભણીને.
समिध् સ્ત્રી. ઉદુમ્બર જેવા કોઈપણ પવિત્ર ઝાડની હોમાગ્નિમાં નાખવાની નાની ડાળીઓ.
साधारण પુ. સ્ત્રી. ન. મધ્યમ પંક્તિનું.
सुरालय પુ. (सुर પુ. દેવ, आलय પુ. સ્થાન, રહેવાની જગ્યા) દેવોને રહેવાની જગ્યા, સ્વર્ગ.
हन् नि જોડે, મારવું, નાશ કરવો.

---

કમંડળ कमण्डलु પુ.
ક્ષય પામેલું ध्वस्त ध्वंस् નો ભૂ. કૃ.
उच्छिन्न उद् + छिद् નો કર્મણિ ભૂ. કૃ.

જતિ वानप्रस्थ પુ., यति પુ.
ટેક स्वाभिमान પુ.
તોછડાઈ अविनय પુ.
નાગું नग्न પુ. સ્ત્રી. ન.
નાસવું अय् આત્મને૦ ૧લો ગણ પરા જોડે ( पराનું पला થાય છે ).
પુનર્લગ્ન पुनरुद्वाह પુ.
લડાઈનું સ્થાન रणभूमि સ્ત્રી.
લંબાઈ आयाम પુ.
વાળ્યું नामित नम्‌ના પ્રેરક રૂપનો કર્મણિ ભૂ. કૃ. રામે ધનુષ વાળ્યું માટે रामेण धनुषि नामिते.
શરીર शरीर ન. देह પુ.
સંધ્યાપૂજન संध्यावन्दन ન.

---

## પાઠ ૧૨મો.

### સાતમો ગણ.

૧. આ ગણમાં વિકારક પ્રત્યય પૂર્વે ધાતુનો સ્વર અને અન્ત્ય વ્યંજન એ બેની વચ્ચે न મૂકાય છે અને અવિકારક પ્રત્યય પૂર્વે न् મૂકવામાં આવે છે. પ્રત્યય લગાડતી વખતે ૯મા અને ૧૦મા પાઠના સંધિ નિયમો ધ્યાનમાં રાખવાં.

૨. ધાતુના અનુનાસિકનો લોપ થાય છે.

૩. વ્યંજનથી શરૂ થતા વિકારક પ્રત્યય પૂર્વે तृह् ધાતુના અન્ત્ય વર્ણની પહેલાં न ને બદલે ने મૂકાય છે.

પરસ્મૈ૦ વર્તમાનકાળ.

रुध् 'અટકાવવું'

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणध्मि | रुन्ध्वः | रुन्ध्मः |
| ૨ જો ,, | रुणत्सि | रुन्द्धः | रुन्द्ध |
| ૩ જો ,, | रुणद्धि | रुन्द्धः | रुन्धन्ति |

रुध्+ति–रुणध्+ति પા. ૯૪, ૧ પ્રમાણે. रुणध्+धि પા. ૬૫, ૨ પ્રમાણે–रुणद्+धि અથવા रुणद्धि પાનું ૬૭, ૬. પ્રમાણે; रुन्द्धः વિગેરે એજ પ્રમાણે થાય છે. रुणत्सिમાં ध्‌નો માર્ગો૦ પા. ૫. નોંધ૬ પ્રમાણે त् થાય છે.

 હ્યસ્તનભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧લો પુ. | अरुणधम् | अरुन्ध्व | अरुन्ध्म |
| ૨જો ,, | अरुणः–त्–द् | अरुन्द्धम् | अरुन्द्ध |
| ૩જો ,, | अरुणत्–द् | अरुन्द्धाम् | अरुन्धन् |

૩ જો પુ. એ. વ. अरुणध्+त्–अरुणध् त् પ્રત્યયનો લોપ થયો. પા. ૭૬, ૧ પ્રમાણે–अरुणत्–द् પા. ૭૬, ૨ પ્રમાણે. ૨ જો પુ. એ. વ.માં द्‌નો વિકલ્પે વિસર્ગ થાય છે, પા. ૭૮, ૩ પ્રમાણે. अरुन्द्धाम् વગેરે रुणद्धि પ્રમાણે થાય છે.

આજ્ઞાર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणधानि | रुणधाव | रुणधाम |
| ૨ જો ,, | रुन्द्धि | रुन्द्धम् | रुन्द्ध |
| ૩ જો ,, | रुणद्धु | रुन्द्धाम् | रुन्धन्तु |

પાનુ ૧૬, ૪. અને ૬૬, ૧. પ્રમાણે.

વિધ્યર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुन्ध्याम् | रुन्ध्याव | रुन्ध्याम |
| ૨ જો ,, | रुन्ध्याः | रुन्ध्यातम् | रुन्ध्यात |
| ૩ જો ,, | रुन्ध्यात् | रुन्ध्याताम् | रुन्ध्युः |

આત્મનેપદ.

વર્તમાનકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुन्धे | रुन्ध्वहे | रुन्ध्महे |
| ૨ જો ,, | रुन्त्से | रुन्धाथे | रुन्द्ध्वे |
| ૩ જો ,, | रुन्द्धे | रुन्धाते | रुन्धते |

હ્યસ્તનભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अरुन्धि | अरुन्ध्वहिं | अरुन्ध्महि |
| ૨ જો ,, | अरुन्द्धाः | अरुन्द्धाथाम् | अरुन्द्ध्वम् |
| ૩ જો ,, | अरुन्द्ध | अरुन्धाताम् | अरुन्धत |

આજ્ઞાર્થ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुणधै | रुणधावहै | रुणधामहै |
| ૨ જો ,, | रुन्त्स्व | रुन्धाथाम् | रुन्द्ध्वम् |
| ૩ જો ,, | रुन्द्धाम् | रुन्धाताम् | रुन्धताम् |

વિધ્યર્થ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | रुन्धीय | रुन्धीवहि | रुन्धीमहि |
| ૨ જો ,, | रुन्धीथाः | रुन्धीयाथाम् | रुन्धीध्वम् |
| ૩ જો ,, | रुन्धीत | रुन्धीयाताम् | रुन्धीरन् |

अञ्ज् વર્તમાનકાળ ૩ જો પુ. એ. વ. अनक्ति એમાં અનુનાસિક લોપાય છે, પાનું ૯૪, ૨ પ્રમાણે. અને ज् નો માર્ગો૫૦ પા. ૯૧ નોંધ ‡પ્રમાણે क् થાય છે.

હ્યસ્તનભૂ.કા. ૩ જો પુ. એ. વ. आनक्–ग्; આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. अङ्ग्धि.

पिष् વર્તમાન ૩ જો પુ. એ. વ. पिनष्टि એમાં ति નો टि થયો છે, માર્ગો૫૦ પાનું ૨૧, *પ્રમાણે.

આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. पिष् + धि પાનું ૬૬, ૧ પ્રમાણે. पिन्ष् + धि પાનું ૯૪, ૧ પ્રમાણે. पिन्ष् + ढि માર્ગો૦ પાનું ૨૧ *પ્રમાણે. पिन्ड् + ढि પાનું ૬૭, ૬ પ્રમાણે. पिण्ड्ढि પાનું ૬૮, ૮ પ્રમાણે.

હ્યસ્તનભૂતકાળ ૩ જો પુ. એ. વ. अपिनष् + त् પાનું ૯૪, ૧ પ્રમાણે अपिनष्, अपिनट्–ड् પાનું ૭૬, ૨ પ્રમાણે.

रिच् પરસ્મૈ૦ વર્ત. ૩ જો પુ એ. વ. रिणच्+ति–रिणक्+ति=रिणक्ति. માર્ગો૦ પા. ૯૧. ‡ પ્રમાણે.

આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. रिङ्ग्धि હ્યસ્તનભૂતકાળ ૩ જો પુ. એ. વ. अरिणक्–ग्.

भिद् પરસ્મૈ૦ વર્તમાન ૩ જો પુ. એ. વ. भिनत्ति.

આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. भिन्द्धि.

હ્યસ્તનભૂતકાળ ૨ જો પુ. એ. વ. अभिनत् – द् અથવા अभिनः.

हिंस् પરસ્મૈ० આજ્ઞાર્થ ૨ જો પુ. એ. વ. हिन्धि એમાં स् લોપાયો, પાનું ૪૭, ૧ પ્રમાણે.

હ્યસ્તનભૂ.કા. ૩ જો પુ. એ. વ. अहिनत्-द्; ૨ જો પુ. એ. વ. अहिनः, अहिनत्-द्, પાનું ૭૯, ૪ પ્રમાણે.

तृह् ૩ જો પુ. એ. વ. तृणेह्+ति પાનું ૯૪, ૩ પ્રમાણે-तृणेढ्+ति-तृणेढ्+धि-तृणेढ्+ढि-तृणेढि.

लेढि ની માફક तृण्ढः દ્વિ. વ., तृ+न्+ह्+अन्ति-तृंहन्ति પાનું ૬૮. ૮ પ્રમાણે. એમ अतृणेट् अलेट् ની પેઠે.

दीनाय याचमानाय धनं ददतं मां मा रुन्द्धि पापमेव तस्मात्त्वामाश्रयेत्।

किर्मीरस्य शरीरं चूर्णवदपिनड्‍भीमसेनः।

रिपोः करिणां गण्डस्थलान्यभिन्दत वीराः।

अद्यप्रभृति त्वां कोशागारे नियुनज्मि तदात्मनोऽधिकारेऽप्रमत्तो भव।

तस्यां तवानुरागमस्माकं पुरो व्यर्थं किं व्यनक्षि किं तेन लभेथाः। तामेव गच्छ।

अरण्ये केचित्पशवोऽन्यान्हिंसन्त्यतस्तान्हिंस्रान्ब्रुवन्ति।

रे रे पान्था जाले निपतितोऽहम्। अत्रागत्य मे पाशांश्छिन्त्त।

यत्किंचिल्लभसे तद्भुञ्जीथाः। अन्यस्य कस्यचिद्धनं मा गृध्य।

न हिंस्यात्सर्वाणि भूतानीत्येतं विधिमक्षरशो जैना अनुसरन्ति।

स्वगृहमागतमर्थिनं रघुः कियद्धस्विष्यते त्वयेत्यन्वयुङ्क्त।

रात्रौ नाभुञ्जि मह्यं किंचिद्भक्षयितुं देहि।
वेत्ति सर्वाणि शास्त्राणि गर्वस्तस्य न विद्यते।
विन्त्ते धर्मं सदा सद्भिस्तेषु पूजां च विन्दति॥
वृणक्ति वृजिनैः सङ्गं वृङ्क्ते च वृषलैः सह।
वर्जत्यनार्जवोपेतैः स वर्जयति दुर्जनैः॥
न संपृणक्ति कृपणैः संपृङ्क्ते न पृथग्जनैः।

संपर्चति सदाचारैः संपर्चयति पण्डितैः ॥
नियुङ्क्तः गुल्मपालान् स नियोजति नियोगिनः ।
नियोजयत्यनीकस्थान् स्वयं चात्मनि युज्यते ॥
न हिनस्ति वृथा जन्तूंस्तृणान्यपि न हिंसति ।
तमेव हिंसयत्येकं यस्तदाज्ञां विलङ्घते ॥
खिद्यतेऽसौ न भृत्येषु याचकेषु न खिन्दति ।
खिन्ते तेष्वेव ये द्रव्यं दीयमानं न गृह्णते ॥
प्रणिङ्क्ते दक्षिणीयानां विप्राणां चरणौ च सः ।
यत्पादौ मुकुटज्योत्स्नाजलैर्नेनेक्ति राजकम् ॥
छिनत्ति संशयं शास्त्रे विदुषां सूक्तिभिस्सदा ।
छेदयत्यसिधाराभिर्विद्विषां मस्तकं च सः ॥
मनो नोद्विजते तस्य ददतोऽर्थमहर्निशम् ।
उद्विनक्ति तु संसारादसारात्तत्त्ववेदिनः ॥
केचिद्द्युम्नाय धावन्ति प्रद्युम्नाय च केचन ।
नोद्युङ्क्ते कोऽपि धर्माय सर्वाभिप्रेतहेतवे ॥
पीडाकरममित्राणां कर्तव्यमिति शक्रजित्
अब्रवीत् खड्गकृष्टश्च तस्या मूर्धानमच्छिनत्* ॥
तृणेह्मि देहमात्मीयं त्वं वाचं न ददासि चेत् ॥
कामान्दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति ।
तां चाप्येतां मातरं मङ्गलानां धेनुं धीराः सूनृतां वाचमाहुः ॥

---

## ગુજરાતી વાક્યો.

૧. જો હરિ મને અટકાવે નહીં (रुध्) તો હું એ ઝાડની ડાળી કાપી નાખું (छिद्).

---

* छ् ની પૂર્વે સ્વર આવ્યો હોય તો તેનો च्छ् થાય છે. જો छ्નો પૂર્વે સ્વર દીર્ઘ હોય અને પદને અન્તે હોય તો એ ફેરફાર વિકલ્પે થાય; પણ मा (નિષેધાર્થ અવ્યય) અને आ (ઉપસર્ગ) પછી छ् આવે તો તેનો च्छ् નિત્ય થાય છે.

૨. તેણે માંદા થઈને આપવા માટે તે ઓસડીમાં ખાંડ્યાં ( क्षुद् ).

૩. છેલ્લા બ્રાહ્મણરાજા સાથે વિશ્રામમહેલમાં ઘણા બ્રાહ્મણો હંમેશાં જમતા ( भुज् )

૪. વટોળીઓ ઝાડોને અને ઘરોને તોડી નાંખે છે ( भञ्ज् ).

૫. મે મારા દુઃખો તેની આગળ ફરી બતાવ્યા ( वि + अञ्ज् ); તેથી તેનું હૈયું દયાથી પીગળ્યું.

૬. આપ તેને સેનાધિપતિની જગાએ નિમો ( नि + युज् ); તે હોંશીઆર અને શૂરા માણસ છે.

૭. મને કાશી જતાં તમે શા માટે અટકાવો છો ( रुध् ) ?

૮. ઘણું ખરૂં તું ક્યાં અને ક્યારે જમે છે ( भुज् ) ?

૯. હિંદુસ્તાનમાં આપણે હાથવતી અનાજ દળીએ છીએ; પણ વિલાયતમાં સંચાથી દળે છે. ( पिष् ).

૧૦. હું મત્રીની જગ્યા ઉપર કોને નિમું ( नि + युज् ) ?

૧૧. હવે હું જુદી જુદી જાતના જનાવરોને વિગતવાર ગણાવું છું ( वि + शिष् ).

૧૨. ચડતીની તેની બધી આશા ભાંગી ન પાડો ( भञ्ज् ).

૧૩. તે યવને સાકેતને ઘેરો ઘાલ્યો ( रुध् ).

---

## શબ્દકોષ ૧૨

### સાતમા ગણના ધાતુઓ.

अञ्ज् પરસ્મૈ૦ તેલ ચોપડવું, वि+अञ्ज् ખુલ્લું કરવું, ઉઘાડું કરવું.

इन्ध् આત્મને૦ સળગાવવું, ચેતાવવું.

क्षुद् પરસ્મૈ૦ અને આત્મને૦ ખાંડવું, ભુકો કરવો.

खिद् આત્મને૦ ખેદ પામવો, નાખુશ થવું, માઠું લાગવું.

छिद् પરસ્મૈ૦ અને આત્મને૦ કાપવું.

तृंह् પરસ્મૈ૦ મારવું, નાશ કરવો.

पिष् પરસ્મૈ૦ દળવું.

पृच् सम् જોડે, પરસ્મૈ૦ [illegible]માં આવવું, જોડાવવું.

भञ्ज् પરસ્મૈ૦ નાશ કરવો, ભાંગવું.

भिद् પરસ્મૈ૦ અને આત્મને૦ ચીરવું.

भुज् પરસ્મૈ૦ ભોગવવું. આત્મને૦ જમવું.

युज् પરસ્મૈ૦ અને આત્મને૦ જોડવું, अनु+युज् પૂછવું, नि+युज् નીમવું, उद् + युज् પ્રયત્ન કરવો, ઉદ્યોગ કરવો.

रिच् પરસ્મૈ૦ અને આત્મને૦ ખાલી કરવું.

रुध् પરસ્મૈ૦ અને આત્મને૦ અડચણ કરવી, રોકવું, ઘેરો ઘાલવો.

विज् उद् જોડે, પરસ્મૈ૦ ધ્રૂજવું, બીવું, કંટાળી જવું

विद् આત્મને૦ વાદવિવાદ કરવો, તકરાર કરવી.

वृज् પરસ્મૈ૦ વેગળાં રહેવું, વર્જવું.

शिष् પરસ્મૈ૦ ભેદ કરવો, वि+शिष् વિગતવાર કરવું.

हिंस् પરસ્મૈ૦ મારવું, હિંસા કરવી.

---

अक्षरशः ક્રિ. વિ. અક્ષરે અક્ષર.

अगार ન. ઘર.

अद्यप्रभृति ક્રિ. વિ. (अद्य આજ प्रभृति માંડીને) અત્યારથી માંડીને.

अधिकार પુ. હોદ્દો, જગ્યા, અખ્તીયાર.

अनार्जवोपेत પુ. સ્ત્રી. ન. (अन् નહીં, आर्जव ન પ્રમાણિકપણું उपेत उप+इ નો કર્મણિ ભૂ. કૃ.) પ્રમાણિકપણા વગરનું, અપ્રમાણિક.

अनीकस्थ પુ. સ્ત્રી. ન. (अनीक ન. સૈન્ય, स्था ઉભા રહેવું) લશ્કરમાં ઉભો રહેનાર, સિપાઈ

अन्य સર્વ, બીજું.

अप्रमत्त પુ. સ્ત્રી. ન. (अ, અને प्रमत्त બેફીકરૂં) બેફીકરૂં નહીં તે.

अर्थिन् પુ. ગરજવાન, યાચક.

अलक्ष्मी સ્ત્રી. ખોટું નસીબ, દુર્દૈવ, દરિદ્રતા.

असार પુ. સ્ત્રી. ન. (सार પુ. જીવ, तत्त्व) તત્ત્વ વગરનું, નકામું.

असिधारा સ્ત્રી. (धारा સ્ત્રી. ધાર) તલવારની ધાર.

अहर्निशम् ક્રિ. વિ. રાત દહાડો.

आत्मीय પુ. સ્ત્રી. ન. પોતાનું.

काम પુ. ઇચ્છા.

कियत् પુ. સ્ત્રી. ન. કેટલું.

किर्मीर પુ. રાક્ષસનું નામ છે.

कृपण પુ. સ્ત્રી. ન. નીચ, કદરી, હલકા મનવાળું.

कृष् ૧ લો ગણ પરસ્મૈ૦ ખેંચી કાઢવું वि ને प्र+कृष् વધારે ખરાબ કરવું, નરસું કરવું, કમી કરવું.

कोशागार ન. કોઠાર, તીજોરી.

खड्गकृष्ट પુ. સ્ત્રી. ન. (खड्ग પુ. તલવાર) જેણે તલવાર ખેંચી કાઢી છે તે.

खिद् ૪ થો ગણ આત્મને૦ ૬ઠ્ઠો ગ. પરસ્મૈ૦ ખેદ પામવો, નાખુશ થવું, માઠું લાગવું.

गण्डस्थल ન. હાથીનાં લમણાં.

गुल्मपाल પુ. (गुल्म પુ. કિલ્લો) કિલ્લાનો રક્ષક.

गृध् ૪ થો ગણ પરસ્મૈ૦ અતિ લોભ કરવો.

चूर्ण પુ. ન. ધૂળ, ભુકો, चूर्णवत् ધૂળ જેવું.

चेत् અ. જો.

छिद् ૧૦મો ગ. કાપી નાખવું, ભાગ કરવા.

जैन પુ. શ્રાવક.

तत्त्ववेदिन् પુ. સ્ત્રી. ન. તત્ત્વ જાણનાર.

दक्षिणीय પુ. સ્ત્રી. ન. દક્ષિણાને પાત્ર.

ददत् दा ૩જો. ગ. વ. કૃ. આપવું.

दीन પુ. સ્ત્રી. ન. ગરીબ.

दुष्कृत ન. દુષ્કર્મ, ઘાતકી કામ, પાપ.

द्युम्न ન. પૈસો.

निज्ञ् प्र જોડે, ૨ જો ગણ ધોવું, સાફ કરવું.

नियोगिन् પુ. પ્રધાન, અમલદાર.

पान्थ પુ. મુસાફર.

पाश પું. જાળ, ફાંસ.

पीडाकर પુ. સ્ત્રી. ન દુઃખદાયક, ઈજા કરનારૂં.

पृच् ૧લો ગણ પરસ્મૈ૦ ૨જો ગણ આત્મને૦ અને ૧૦મો ગણ सम् જોડે, સંબંધમાં આવવું, જોડાવવું, મળી જવું.

पृथग्जन પુ. હલકો માણસ, નીચ પુરૂષ.

प्रद्युम्न પુ. કામદેવ.

मङ्गल ન. કલ્યાણ, ભલું, પવિત્ર હોય તે.

मस्तक પુ. ન. માથું.

मुकुटज्योत्स्नाजल ન. (मुकुट ન. મુગટ) મુગટોની દીપ્તિ અથવા પ્રકાશ રૂપી જળ.

मूर्धन् પુ. માથું.

यत्पाद પુ. જેનો પગ.

युज् ૪ થો ગણ આત્મને૦ પોતાનું મન કબજ કરવું.

युज् ૧લો ગ. પરસ્મૈ૦ અને ૧૦મો ગ. જોડવું, नि+युज् નીમવું.

राजक न. રાજસમુદાય, સઘળા રાજાઓ.

विज् उद् જોડે, ૧લો ગણ આત્મને૦ કાંપવું, બીવું, કટાળવું

विप्र પુ. બ્રાહ્મણ.

वृज् ૧લો ગણ પરસ્મૈ૦, ૨જો ગણ આત્મને૦ અને ૧૦મો ગણ દૂર રહેવું, વર્જવું.

वृजिन પુ. નિર્દય માણસ.

वृथा ક્રિ. વિ. ફોગટ, નકામું.

वृषल પુ. શુદ્ર, પાપી, વહી ગયલું માણસ.

शक्रजित् પુ. ઇન્દ્રનો જીતનાર, રાવણનો પુત્ર.

श्रि आ જોડે, ૧લો ગણ પરસ્મૈ૦ અને આત્મને૦ વળગી રહેવું, પાસે જવું, આશ્રય લેવો.

सदाचार પુ. સ્ત્રી. ન. (सत् પુ. સ્ત્રી. ન. સારૂં आचार પુ. ચાલચલગત, વર્તણુંક) સારી વર્તણુંકવાળું.

सर्वाभिप्रेतहेतु પુ. (अभिप्रेत, अभि+प्र સાથે इ નો કર્મણિ ભૂ. કૃ. ઇચ્છેલું) સઘળી ઇષ્ટ વસ્તુનું (પ્રાપ્ત કરવાનું) કારણ.

सूक्ति સ્ત્રી. (सु સારૂં, છટાદાર, उक्ति સ્ત્રી. વાણી) સારી વાણી, સારૂં વચન, ખરી રીતે પ્રસિદ્ધ કરવું તે, શુદ્ધ વિવરણ.

सूनृत પુ. સ્ત્રી. ન. પ્રિય, આનંદકારી.

हिंस् ૧ લો ગણ પરસ્મૈ૦ અને ૧૦મો ગણ હિંસા કરવી, નાશ કરવો.

हिंस्र પુ. સ્ત્રી. ન. ખુની, માંસાહારી.

---

ઓસડીઆં ओषधि સ્ત્રી.

ઘણું ખરૂં प्रायेण ક્રિ. વિ. અ. प्रायः ક્રિ. વિ. અ.

જનાવર पशु પુ.

જગ્યા (હોદ્દો) पद ન.

જૂદું જૂદું विविध પુ. સ્ત્રી. ન.

ડાળી शाखा સ્ત્રી.

દયા दया સ્ત્રી.

દયાથી પીગળેલું दयार्द्र પુ. સ્ત્રી. ન.

બ્રાહ્મણ રાજા ब्राह्मणराज પુ.

માંદું रुग्ण પુ. સ્ત્રી. ન.

મંત્રી मंत्रिन् પુ धीसचिव પુ.

વિશ્રામ મહેલ विश्रामप्रासाद પુ.

વંટોળીઓ चक्रवात પુ. झंझावात પુ.

સાકેત (શહેરનું નામ છે) साकेत ન.

હોદ્દો अधिकार પુ.

હોંશીઆર चतुर पु. સ્ત્રી. ન

कुशल પુ. સ્ત્રી. ન.

---

# પાઠ ૧૩મો.

## ગણકાર્યરહિતકાળ.

### પરોક્ષભૂતકાળ.

**૧. સામાન્ય નિયમો:**—કેટલાક મૂળ* ધાતુઓને, य् શિવાયના કોઈ પણ વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો (ગણકાર્યરહિત કાળને લગતા) લગાડતાં પહેલાં इ લગાડાય છે. આવા ધાતુઓ सेट् કહેવાય છે અને બાકીના अनिट् કહેવાય છે. બીજા વર્ગના ધાતુઓ કરતાં પહેલા વર્ગના ધાતુઓ ઘણા છે પણ બીજા વર્ગના ઘણાજ અગત્યના છે અને સંસ્કૃત સાહિત્યમાં તે જ્યાં ત્યાં મળે છે.§

---

*એકજ સ્વરવાળા ધાતુઓ સાધિતધાતુઓ જેવાકે દશમા ગણના ધાતુઓ (चोरय, कथय) ધાતુના પ્રેરકરૂપો વગેરે હંમેશાં सेट् છે.

§નીચેના શ્લોકો सेट् અને अनिट् ને છુટા પાડી સમજાવે છે તે વિદ્યાર્થીએ ધ્યાનમાં રાખવા કારણ કે મ્હોડે સહેલાઈથી કરાય છે.

ऊदृदन्तैर्यौति रुक्ष्णु शीस्नुनुक्षुश्विडीङ् श्रिभिः ।
वृङ् वृञ्भ्यां च विनैकाचोऽजन्तेषु निहताः स्मृताः ॥

સ્વર અન્તે હોય એવા (ऊत् અને ॠत्) એટલે દીર્ઘ ऊ અને દીર્ઘ ॠ, यु અને તેની પછીના બીજા બધા ધાતુઓ શિવાયના અનુદાત્ત એક સ્વરી ધાતુઓ अनिट् કહેવાય છે. દીર્ઘ ऊ અને દીર્ઘ ॠ જેની અન્તે હોય, તે અને यु અને તેની પછીના બીજા ધાતુઓ જે એક સ્વરી છે અને જેને છેડે સ્વર આવેલા છે તે બધા सेट् છે. બાકીના બધા એકસ્વરી સ્વરાન્ત ધાતુઓ अनिट्. डीङ् એટલે डी ઉડવું આત્મને૦ वृङ् એટલે वृ આત્મનેપદી वृञ् એટલે वृ ઉભયપદી (ङ् એ આત્મનેપદની ને ञ् એ ઉભયપદની નિશાની છે.)

(अनिट् धातुओ) शक्लृ पच् मुचि रिच् वच् विच् सिच् प्रच्छि त्यज् निजिर् भजः ॥ भञ्ज् भुज् भ्रस्ज् मस्जि् यज् युज् रुज् रञ्ज् विजिर् स्वञ्जि सञ्ज् सृजः ॥ अद् क्षुद् खिद् छिद् तुदि नुदः पद्य भिद् विद्य तिर्विनद् । शद् सदी स्विद्यतिः स्कन्दि हदि क्रुध् क्षुधि बुध्यति । बन्धिर्

૨. પરોક્ષભૂતકાળના પ્રત્યયો નીચે પ્રમાણે છે.

પરસ્મૈ૦

| | એ વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अ | व | म |
| ૨ જો ,, | थ | अथुस् | अ |
| ૩ જો ,, | अ | अतुस् | उस् |

૩. અહિ ફક્ત थ, व અને म એ ત્રણ પ્રત્યયોજ इ લે છે.

(અ) कृ, सृ, भृ, वृ, (૨ જો પુ. એ. વ. ववरिथ), स्तु, द्रु, स्रु અને श्रु એ પ્રત્યયો इ લેતા નથી.

(આ) બીજા ધાતુઓમાં व, म અને थ લેજ છે પણ;

(ઇ) હ્રસ્વ ऋ જેને અન્તે હોય એવા अनिट् ધાતુઓમાં थ ની પૂર્વે इ આવતી નથી. જ્યારે

(ઉ) અન્તે સ્વર હોય એવા अनिट् ધાતુઓ અથવા ધાતુઓમાંજ अ હોય એવા अनिट् ધાતુઓ વિકલ્પે इ લે છે.

---

युधि रुधि राधि व्यध् शुधः साधि सिध्यती ॥ मन्य हन् आप् क्षिप् छुपि तप् तिपस्तृप्यति दृप्यति । लिप् लुप् वप् शप् स्वप् सृपि यभ् रभ् लभ् गम् नम् यमो रमिः । क्रुशिर् दशि दिशी दृश् मृश् रिश् रुश् लिश् विश् स्पृश् कृषिः ॥ त्विष् तुष् द्विष् दुष् पुष्य पिष् विष् शिष् शुष् श्लिष्यतयो घसिः । वसतिर् दह् दिहि दुहो नह् मिह् रुह् लिह् वहि स्तथा ॥ अनुदात्ता हलन्तेषु धातवो द्व्यधिकं शतम् ॥

આ કારિકામાં अनिट् ધાતુઓ છે. માત્ર મેળ માટે કેટલાક ધાતુઓમાં इ ઉમેરવી પડી છે, અને કેટલાકમાં ગણની નિશાની સાથે ति લગાડેલી છે. છેલ્લી લીટીમાંનો શબ્દ अनुदात्तनो અર્થ अनिट् થાય છે.

આ કારિકામાં જે કહ્યું છે તે ગણકાર્યરહિત કાળોમાં સામાન્ય રીતે ખરૂં છે; પણ કેટલીક ખાસ જગ્યાએ ફેરફાર કરવો પડે છે. પરોક્ષભૂતકાળમાં જે ફેરફાર કરવા પડે છે તે ઉપર બતાવ્યા છે.

આત્મને૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | ए | वहे | महे |
| ૨ જો ,, | से | आथे | ध्वे |
| ૩ જો ,, | ए | आते | इरे |

૪. ત્રીજા પુરૂષ એકવચન અને બહુવચન સિવાય બીજા પ્રત્યયો ગણના બીજા વિભાગના વર્તમાનકાળમાં જે છે તેજ છે. કોઈ રૂપમાં અ કે આ સિવાયના બીજા કોઈ પણ સ્વર પછી ध्वेનો ढ्वे થાય છે. જ્યારે તેની પૂર્વે इ લાગે છે અને એ इ પૂર્વે य्, र्, ल्, व्, ह् આવ્યો હોય ત્યારે ઉપલો ફેરફાર વિકલ્પે થાય છે.

૫. इ લે એવા પ્રત્યયો ઉપર લખેલા આઠ ધાતુઓ સિવાયના બીજા ધાતુઓમાં इ લે જ છે.

૬. કેટલાક ધાતુઓ જેવા કે गुप् (૧લો ગ. પરસ્મૈ૦) त्रप्, सिध् ૧ લો ગ૦ 'મંગળ પરિણામ આવવું' અથવા 'વ્યવસ્થા કરવી,' क्षम्,* मृज्, क्लिद्, अञ्ज्, स्यन्द्, कल्प्, गुह्, गाह्, रध्, नश्, तृप्, दृप्, गृह्, द्रुह्, मुह्, स्नुह्, स्निह्, अश्, 'વ્યાપવું' વિગેરે ગણકાર્યરહિત કાળોમાં તેમજ પરોક્ષ ભૂતકાળમાં વિકલ્પે सेट् (वेट्) છે. स्वृ (દ્વિતીય ભવિષ્યમાં અને ક્રિયાતિપત્ત્યર્થમાં सेट् જ છે વિકલ્પે सेट् નથી). सू ૨ જો અને ૪ થો. धू ૫ મો અને ૯ મો વિકલ્પે सेट् છે, પણ પરોક્ષભૂતકાળમાં थ સિવાય બીજા બધા પ્રત્યયો પૂર્વે इ ખાસ લે છે.

૭. અંગ. અગિયારમા પાઠમાં આપેલા નિયમ પ્રમાણે સ્વરયુક્ત પ્રથમ વ્યંજનની દ્વિરૂક્તિ થાય છે. પ્રથમ અક્ષર સ્વર હોય તો તેનીજ દ્વિરૂક્તિ થાય છે પછીના વ્યંજનની થતી નથી.

૮. જ્યારે વિજાતીય સ્વર દ્વિરૂક્તિ થયલી इ કે उ પછી આવે તો इ નો इय् અને उ નો उव् થાય છે, અને જ્યારે સ્વજાતીય સ્વર આવે

---

* જ્યારે આ ધાતુ इ લેતો નથી ત્યારે ૧ લો પુ. દ્વિ. અને બ. વ.ના રૂપો चक्षण्वहे, चक्षण्महे થાય છે, એટલે म् નો ण् થાય છે. નિયમ એવો છે કે અન્ત્ય म् કોઇ ધાતુમાં હોય અને તેની પછી व् કે म् આવે તો તેનો न् થાય.

ત્યારે બીજો સ્વર જોડાઈ દીર્ઘ ई કે ऊ થાય છે. પરોક્ષભૂતકાળના અવિકારી પ્રત્યય પૂર્વે इ 'જવું' ધાતુની દ્વિરૂક્તિ થયલી इ લંબાય છે.

આ પ્રમાણે उख्–उउख् ઉપરના ૭. પ્રમાણે–उओख्, નીચલા ૯ પ્રમાણે–उवोख् આ ૮. પ્રમાણે. તેમજ इष–इइष्–इएष्–इयेष्. જ્યારે ગુણ થતો નથી ત્યારે उख्–उउख्–ऊख् અને इष–इइष्–ईष्; વળી इ–इइ–ईइ અને અન્ત્ય इ નો य् થાય છે, ૧૦મો નિયમ પાઠ ૭; ईयतुः–ईयुः.

૯. પરસ્મૈપદના દ્વિવચન અને બહુવચનના પ્રત્યયો અને આત્મનેપદના બધા પ્રત્યયો અવિકારી છે, અને પરસ્મૈપદના એકવચનમાં બધા વિકારી છે. ( અ ) વિકારી પ્રત્યય પૂર્વે ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય, ( બ ) અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય अ ની પહેલા પુરૂષ એકવચનમાં વિકલ્પે અને ત્રીજા પુરૂષ એકવચનમાં ખાસ વૃદ્ધિ થાય છે. (ક) બીજા પુરૂષ એકવચનમાં અન્ત્ય સ્વરનો ગુણ થાય છે, અને ઉપાન્ત્ય अ જેમનો તેમ રહે છે.

बुध् પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बुबोध | बुबुधिव | बुबुधिम |
| ૨ જો ,, | बुबोधिथ | बुबुधथुः | बुबुध |
| ૩ જો ,, | बुबोध | बुबुधतुः | बुबुधुः |

बुध्–बुबोध् ૯. પ્રમાણે–बुबोध् ૯. ( અ ) પ્રમાણે–बुबोध, बुबुधिव ( પા. ૧૦૪ ૩ આ પ્રમાણે )

આત્મને૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बुबुधे | बुबुधिवहे | बुबुधिमहे |
| ૨ જો ,, | बुबुधिषे | बुबुधाथे | बुबुधिध्वे |
| ૩ જો ,, | बुबुधे | बुबुधाते | बुबुधिरे |

कृ પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चकार–चकर | चकृव | चकृम |
| ૨ જો ,, | चकर्थ | चक्रथुः | चक्र |
| ૩ જો ,, | चकार | चक्रतुः | चक्रुः |

कृ–कृकृ–चकृ પાતુ ૮૨, ૨. इ અને ऊ પ્રમાણે–चकार (ઉપલા નિયમ ૯, (બ) પ્રમાણે)–चकार–चकर, चकृव, चकर्थ વિગેરે. (પા. ૧૦૪, ૩ अ પ્રમાણે).

આત્મને૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | चक्रे | चकृवहे | चकृमहे |
| ૨ જો ,, | चकृषे | चक्राथे | चकृढ्वे |
| ૩ જો ,, | चक्रे | चक्राते | चक्रिरे |

ढ्वे માટે (જુઓ ૪, પાતું ૧૦૫).

नी પરસ્મૈ૦

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | निनाय–निनय | निन्यिव | निन्यिम |
| ૨ જો ,, | निनयिथ–निनेथ | निन्यथुः | निन्य |
| ૩ જો ,, | निनाय | निन्यतुः | निन्युः |

नी–नीनी, (પા. ૧૦૫, ૭ પ્રમાણે), निनी (૨જો નિયમ ऊ પાઠ ૧૧) निनै (ઉપલા નિયમ ૯, (બ) પ્રમાણે)–निनाय ૩ જો પુ. એ. વ. निनी–निन्यतुः (નિ. ૧ પાઠ ૧૧) निनयिथ–निनेथ (પાઠ ૧૩. ૩ (ઇ), ૯ (ક)). આત્મને૦ ૧લો પુ. निन्ये–निन्यिवहे–निन्यिमहे, गद् ૩જો પુ. जगाद–जगदतुः–जगदुः.

૧૦ પૂર્વે જોડાક્ષર હોય એવા અન્ત્ય ऋ વાળા ધાતુઓ તેમજ દીર્ઘ ॠ અન્તે હોય એવા ધાતુઓ અને जागृ અને ऋ ધાતુઓમાં અન્ત્ય સ્વરનો ગુણ થાય છે, એટલે અવિકારી પ્રત્યય પૂર્વે પણ તેનો अर् થાય છે. शॄ, दॄ, पॄ માં વિકલ્પે થાય છે, અને જ્યારે આ ધાતુઓમાં ગુણ થતો નથી ત્યારે તેમનો સ્વર હ્રસ્વ થાય છે. ऋच्छ् માં પ્રથમાક્ષરનો ગુણ થાય છે.

स्मृ

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | सस्मार–सस्मर | सस्मरिव | सस्मरिम |
| ૨ જો ,, | सस्मर्थ | सस्मरथुः | सस्मर |
| ૩ જો ,, | सस्मार | सस्मरतुः | सस्मरुः |

(૨ જો નિયમ (ડ) પાઠ ૧૧મો અને ૩ જો (બ) અને (ક) પાઠ ૧૩ મો જુઓ.)

शशार, शशरतुः–शश्रतुः, शशरुः-शश्रुः ઇત્યાદિ.

૧૧. છઠ્ઠા ગણના કેટલાક ધાતુઓ જેવા કે कुट्, स्फुट्, त्रुट्, स्फुर्, नू, અને धू પરોક્ષભૂતકાળના ૧ લો પુ. એ. વ. અને ૩ જો પુ. એ. વ. ના પ્રત્યયો પ્રેરક ભેદનો अय, અને અદ્યતનભૂતકાળના કર્મણિ ૩ જો પુ. એ. વ. નો इ શિવાય બીજા કોઈ વિકારી પ્રત્યય પૂર્વે ગુણ કે વૃદ્ધિ લેતા નથી, तुत्रोट (૩ જો પુ. એ. વ.) तुत्रुटिथ. પરોક્ષભૂતકાળમાં ૧ લો પુ. એકવચનમાં જે ધાતુઓ વૃદ્ધિ લઈ શકે એવા છે તે ધાતુઓ વૃદ્ધિ વિકલ્પે લે છે પણ ગુણ લેતા નથી, બીજા વિકલ્પે ગુણ લે છે, नुनाव–नुनुव; चुक्रोट–चुकुट.

૧૨. કેટલાક ધાતુઓ જેવા કે अस् અને ब्रू ખંડિત છે, અને તેઓના ગણકાર્યરહિત કાળોમાં રૂપજ નથી.

૧૩. आ અન્તે હોય એવા ધાતુઓમાં (અ) ૧ લો અને ૩ જો પુ એ. વ. પરસ્મૈપદમાં अ પ્રત્યયને બદલે औ આવે છે. (બ) સ્વરથી શરૂ થતા અવિકારી પ્રત્યયો પૂર્વે અને इ લે એવા પ્રત્યયો પૂર્વે અન્ત્ય आ નો લોપ થાય છે.

ज्ञा પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | जज्ञौ | जज्ञिव | जज्ञिम |
| ૨ જો ,, | जज्ञिथ–जज्ञाथ | जज्ञथुः | जज्ञ |
| ૩ જો ,, | जज्ञौ | जज्ञतुः | जज्ञुः |

ज्ञा–जज्ञा અને अ નો औ થતાં जज्ञौ. इथ પૂર્વે आ નો લોપ થતાં તેમજ સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે લોપ થતાં जज्ञ्+इथ=जज्ञिथ અને जज्ञथुः

૧૪. ગણકાર્યવાળા કાળોના અને વર્તમાનકૃદંતના પ્રત્યય શિવાય બીજા પ્રત્યય પૂર્વે ધાતુઓનો અન્ત્ય ए, ऐ, ओ ને બદલે आ મૂકાય છે. ग्लै ૩ જો. जग्लौ–जग्लतु–जग्लुः ૨ જો. પુ. जग्लिथ–जग्लाथ વિગેરે.

૧૫. (અ) પરોક્ષભૂતકાળમાં भू ની દ્વિરૂક્તિ થતાં बभूव् રૂપ થાય છે.

(બ) जि ના ज् નો ग् થાય છે, हि ના ह् નો घ् થાય છે અને चि ના च् નો વિકલ્પે क् થાય છે.

बभूव, बभूविथ; जिगाय–जिगय, जिग्यिव, जिगेथ–जिगयिथ પાનું ૧૪, ૩. ઉ. પ્રમાણે. (૩ જો) जिघाय, चिकाय કે चिचाय.

૧૬. સ્વરથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે गम्, हन्, जन्, खन्, અને घस् ધાતુઓમાંના ઉપાન્ત્ય अ નો લોપ થાય છે. ह् નો घ् બધી જગ્યાએ થાય છે. जन् અને घस् માં अ નો લોપ થતાં તેઓ ज्ञ् અને क्ष् અનુક્રમે થાય છે.

हन्

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | जघान–जघन | जघ्निव | जघ्निम |
| ૨ જો ,, | जघनिथ–जघन्थ | जघ्नथुः | जघ्न |
| ૩ જો ,, | जघान | जघ्नतुः | जघ्नुः |

૧૭. इ+अधि 'અભ્યાસ કરવો' નું પ્રત્યય રહિત રૂપ પરોક્ષ ભૂતકાળમાં अधिजगा થાય છે, अधिजगे–अधिजगाते–अधिजगिरे વિગેરે.

૧૮. (અ) सृज् અને दृश् માં ऋ ને બદલે र् થાય છે એટલે स्रज् ને द्रश् થાય છે, પણ આ ફેરફારો જ્યારે તેની પછી વ્યંજનથી શરૂ થતો વિકારી પ્રત્યય આવ્યો હોય ત્યારે થાય છે. (બ) આ ધાતુઓમાં थ પૂર્વે इ વિકલ્પે મૂકાય છે. सृज्–ससृज्–सस्रज्–सस्रज्+थ–सस्रज+थ (ઉપર જુઓ) सस्रष्+थ (પાઠ ૯, નિયમ ૯ પ્રમાણે) सस्रप+ठ* પહેલી ચોપડી પા. ૨૧ પ્રમાણે. सस्रष्ठ. તેજ પ્રમાણે दद्रष्ठ. વળી ससर्जिथ અને ददर्शिथ પણ થાય છે. प्रच्छ्–पप्रच्छिथ–पप्रष्ठ (પાઠ ૧૩, ૩. ઉ. પ્રમાણે).

૧૯. अनिट ધાતુઓ જેમાં ऋ ઉપાન્ત્ય હોય તે ધાતુઓમાં અઘોષ વ્યંજનથી શરૂ થતા વિકારી પ્રત્યય પૂર્વે તે ऋ નો વિકલ્પે र થાય છે, જેમકે दद्रप्थ, અથવા ददर्प्थ, तत्रप्थ અથવા ततर्प्थ, વળી ददर्पिथ અને ततर्पिथ.

૨૦. अद् ને બદલે પરોક્ષભૂતકાળમાં વિકલ્પે घस् થાય છે, અને જ્યારે घस् થાય છે ત્યારે थ પૂર્વે इ घस् માં ખાસ આવે છે. અવિકારક પ્રત્યયોથી કેવાં રૂપ થાય છે તે માટે ૧૬ મો નિયમ જુઓ.

૨૧. પરોક્ષ ભૂતકાળ એવું બતાવે છે કે ક્રિયાને બન્યાને બહુ વખત થઈ ગયો છે, અથવા તો કહેનાર માણસે તે ક્રિયા થતી જોઈ નથી. સામાન્ય રીતે આ કાળ ઘણા પ્રાચીન સમયની કથા કહેવા માટે વપરાય છે, અને પહેલા પુરૂષમાં બોલનારે જે વાત બેશુદ્ધિમાં કરી હોય અથવા તો તે કોઈ વાત ઉંધું બોલી છુપાવવા માગતો હોય તો તે બતાવવામાં વપરાય છે. (નિચેના પહેલા બે સસ્કૃત વાકયો જુઓ).

---

बहु जगद पुरस्तात्तस्य मत्ता किलाहम्।
भुक्तं त्वया कलिङ्गेषु। नाहं कलिङ्गाञ्जगाम।

पुरा किल दुष्यन्तो नाम राजा बभूव। स एकदा मृगयां कर्तुं वनमियाय। तस्य सैनिका अमात्याश्चानुजग्मुः तस्मिन्कानने दुष्यन्तो बहून्मृगाञ्जघान। एकं मृगं पलायमानमनुसरन्मार्गे दिव्याश्रमपदं ददर्श। तस्य सैनिकाः पूर्वस्मिन्नेव स्थाने तस्थुः। कण्वस्यायमृषेराश्रम इति ज्ञात्वा तं प्रविवेश। प्रविश्य च को नु भो अत्रेति पप्रच्छ। कण्वस्य कृतिका दुहिता शकुन्तलाश्रमाद्बहिरागत्य दुष्यन्तं स्वागतं व्याजहार। शकुन्तलां चारुसर्वाङ्गीं दृष्ट्वा दुष्यन्तस्तां चकमे। तस्याः पाणिं गान्धर्वेण विधिना राजा जग्राह। अनन्तरं कंचित्कालं तावुभौ तस्मिन्नाश्रमे चिक्रीडतुः। रममाणं राजानं प्रेक्ष्य सैनिकाः पुरं निववृतिरे राजापि पश्चात्स्वं नगरमुपययौ।

कियद्वसु ब्राह्मणेभ्यो यूयं दद। न वयं तेभ्यः किंचिद्ददिम।
उन्मादं वीक्ष्य पद्मानां कुमुदानां च मन्दताम्।
क्षणिकत्व विभूतीनां चेतसा निश्चिकाय सः॥
शुश्राव रामस्तत्सर्वं प्रतस्थे च ससैनिकाः॥
तस्तनुर्जज्वलुर्मम्लुर्जग्लुर्लुलुठिरे क्षताः।
मुमूर्च्छुर्ववमू रक्तं तुतृषुश्चोभये भटाः॥

**जम्बुमाली जहौ प्राणान् ग्रावणा मारुतिना हतः॥**
**वभाण स न मे मायां जिगायेन्द्रोऽपि किं नृभिः॥**

---

## ગુજરાતી વાકયો.

૧. ગાધિ નામના રાજાએ ભૃગુના છોકરા ઋચીકને પોતાની છોકરી આપી (दा).

૨. તેણે જમદગ્નિ નામના છોકરાને જન્મ આપ્યો (सू).

૩. જમદગ્નિ રેણુકાને પરણ્યો (नी+परि)*

૪. તેની ખરાબ ચાલ માટે તે એક વખત ગુસ્સે થયો (कुप्), અને પોતાના છોકરાઓને તેને મારી નાખવા ફરમાવ્યું (दिश्).

૫. સૌથી નાના છોકરા પરશુરામ સિવાય તે કામ કોઈએ કર્યું નહિ (कृ).

૬. પોતાની કુહાડીથી તેનું માથું તેણે કાપી નાખ્યું (छिद्).

૭ જમદગ્નિ એ કામથી ખુશી થયા (तुष्) અને કહ્યું, (अभि+धा) "પુત્ર તું વર માગ."

૮. પરશુરામે વિનંતી કરી કે (वृ) મારી મા જીવતી થાય અને તેના પાપથી છૂટે.

૯. ત્યારે જમદગ્નિએ કહ્યું (वि + आ + हृ આત્મને०) "તેમ થાઓ" અને રેણુકા જીવતી ઉઠી (उद् + स्था).

---

* नर्द्, नट्, ૧૦ ગ. नाथ्, नाध्, नन्द्, नक्, नॄ અને नृत् સિવાયના ન્થી શરૂ થતા ધાતુઓમાં र् વાળો ઉપસર્ગ પૂર્વે આવતા ન્નો ण् થાય છે. र् અને ન્ની વચ્ચે પહેલી ચોપડીમાં ન્નો ण् થાય એ નિયમમાં આપેલાજ અક્ષર આવી શકે. કેટલાકના મત પ્રમાણે नाध्, नॄ અને नन्द् એ અપવાદમાં ગણાતા નથી.

૧૦. કેટલાક વખત પછી કાર્તવીર્ય નામે રાજા તે આશ્રમે આવ્યો (आ+गम्).

૧૧. તેણે અને તેના સિપાઇઓએ સઘળાં ઝાડ કાપી નાંખ્યાં (भञ्ज्) જમીન વેરાન કરી (उत्सन्नां कृ) અને ઋષિની ગાયો લઈ ગયા (अप+हृ). પરશુરામ ઘેર હતા નહિ (भू) જ્યારે તે આવ્યા ત્યારે કાર્તવીર્ય સાથે લડ્યાં (युध्) અને તેને મારી નાખ્યો (हन्).

૧૨ જ્યારે કાર્તવીર્યના છોકરાઓએ આ સાંભળ્યું (श्रु) ત્યારે તેઓ ગુસ્સે થયા (क्रुध्) અને તે આશ્રમે આવ્યા (आ + गम्).

૧૩. જમદગ્નિને એકલા દેખી તેના પર તીર નાંખ્યા (क्षिप्, मुच्) અને તેને મારી નાંખ્યા.

૧૪. જ્યારે પરશુરામ ઘેર આવ્યા (नि + वृत्) ત્યારે તે ગુસ્સે થયા અને ક્ષત્રિય વંશનું નિકંદન કાઢવા નિશ્ચય કર્યો (निस् + चि).

૧૫. કાર્તવીર્યના છોકરાઓને તેણે પૂછ્યું કે તમે મારા પિતાને મારી નાખ્યા? તેઓએ કહ્યું "ના અમે તેને મારી નાખ્યાજ નથી" (गद्).

૧૬. પણ પરશુરામે જાણ્યું (ज्ञा) કે તે ગુન્હેગાર હતા અને તેઓને તેમજ બીજા ક્ષત્રિયોને મારી નાખ્યા.

---

## શબ્દકોષ ૧૩.

उख् ૧ ગ. પરસ્મૈ૦ જવું.
उन्माद પુ. હર્ષ, પ્રફુલ્લિત થવું તે, વિકાસ.
उपरि ક્રિ. વિ. ઉપર.
उभय સર્વ. પુ. સ્ત્રી. ન. બન્ને પક્ષને લગતું.
एकदा ક્રિ. વિ. અ. એકવાર.
कण्व પુ. ઋષિનું નામ છે.

क्रम् ૧૦ ગ* આત્મને૦ ચાહવું, પ્રીતિ કરવી.
कलिङ्ग પુ. દેશનું નામ છે.
कानन ન. જંગલ.
कुमुद ન. રાતે ખીલતું કમળ.
कृतिका સ્ત્રી. દત્તક લીધેલી છોકરી.
क्रुध् ૪ ગ. પરસ્મૈ૦ ગુસ્સે થવું.
क्षणिकत्व ન ક્ષણવાર હોવું તે.
क्षत, क्षण् નો કર્મણિ ભૂ. કૃ. ઘાયલ થએલું.
गद् ૧ ગ. પરસ્મૈ૦ બોલવું
गान्धर्व પુ. એક જાતની પરણવાની રીત. આ રીતે સ્ત્રી અને પુરૂષની માંહોમાંહ્યની કબુલાતથી પરણાય છે.
×गुप् ૧ ગ. રક્ષણ કરવું.
ग्रावन् પુ. પત્થર.
घस् ૧ ગ. પરસ્મૈ૦ ખાવું.
चारुसर्वाङ्गी સ્ત્રી. (चारु સુંદર, सर्वाङ्ग સઘળા અવયવો) જેના બધાં અંગ સુંદર છે એવી સ્ત્રી.
चि निस् જોડે, નક્કી કરવું, નિશ્ચય કરવો.
जम्बुमालिन् પુ. રાક્ષસનું નામ છે.
ज्वल् ૧ ગ. પરસ્મૈ૦ પ્રકાશવું.
तृष् ૪ ગ. પરસ્મૈ૦ તરસ લાગવી.
दिव्याश्रमपद ન. (दिव्य સ્વર્ગના જેવું, आश्रमपद ન. આશ્રમ) સુંદર આશ્રમ.
दृप् ૪ ગ. પરસ્મૈ૦ ગર્વ ધરવો.
द्रु ૧ ગ. પરસ્મૈ૦ દોડવું.
नु અ. શક અથવા અટકળ બતાવનાર અવ્યય.
पद्म ન. દિવસે ખીલતું કમળ.
पलायमान (परा + अय् ૧ ગ. આત્મને૦ "જવુ"નો વર્તમાન કૃદન્ત, रा નો ला થાય છે) દોડતું.
पुरस्तात् ક્રિ. વિ. સામે, આગળ.
पूर्व સર્વ. પહેલું.
वहिस् ક્રિ. વિ. બહાર.
भण् ૧ ગ. પરસ્મૈ૦ બોલવું.

---

* ગણકાર્યરહિતકાળમાં ૧૦મા ગણના अय પ્રત્યયનો આ ધાતુમાં વિકલ્પે લોપ થાય છે. આ ગણના બીજા બધા ધાતુઓમાં अय કાયમ રહે છે પણ તેનો અન્ત્ય अ લોપાય છે. આશીર્વાદાર્થ પરસ્મૈ૦ અને અદ્યતન ભૂતકાળ સિવાયના બધા ગણકાર્યરહિતકાળોમાં અને અર્થમાં આ ફેરફાર થાય છે.

× આ ધાતુ અને બીજા જે ધાતુઓ પહેલા પાઠમાં આપ્યા છે તેમાં ગણકાર્યરહિતકાળમાં અને અર્થમાં आय् વિકલ્પે લગાડાય છે.

मन्दता સ્ત્રી ધીમાપણું, સુસ્તી.
मत्त, मद् નું ભૂ. કૃ. ઉન્મત્ત.
माया સ્ત્રી. લુચ્ચાઈ, જાદુ જેવું.
मूर्च्छ् ૧ ગ. પરસ્મૈ૦ બેભાન થવું.
मृगया સ્ત્રી. શિકાર.
म्लै ૧ ગ. પરસ્મૈ૦ ચીમળાવવું, નરમ થવું, થાકી જવું.
रक्त ન. લોહી.
*रध् ૪ ગ. પરસ્મૈ૦ ઇજા કરવી.
लुठ् ૧ ગ. આત્મને૦ આળોટવું.
वम् ૧ ગ. પરસ્મૈ૦ ઓકવું, ઉલટી કરવી.
विभूति સ્ત્રી. પૈસો, ચઢતી સ્થિતિ.
ससैनिक પુ. સ્ત્રી. ન. સિપાઇઓ સાથે.
सिध् ૧ ગ. પરસ્મૈ૦ નિયમિત કરવું, સારા નીકળવું.
स्तन् ૧ ગ. પરસ્મૈ૦ રડવું, ગાજ-વીજ કરવી.
स्निह् ૪ ગ. પરસ્મૈ૦ સ્નેહ રાખવો.
स्नु ૨ ગ. પરસ્મૈ૦ વહેવું.
स्वृ ૧ ગ. પરસ્મૈ૦ અવાજ કરવો.
हत, हन् નો કર્મણિ ભૂ. કૃ. મરાયલું.

---

અવિવેક व्यभिचार પુ.
ઋચીક (ऋचीकनुं નામ છે).
કદી નહીં नैव અ., न कर्हिचित અ.
કાર્તવીર્ય પુ. (એક રાજાનું નામ છે. એને પરશુરામે માર્યો હતો) कार्तवीर्य પુ.
કુહાડી परशु પુ.
ગાધિ (રાજાનું નામ છે) गाधि પુ.
ઘણું भृशम् ક્રિ. વિ.
છુટી मुक्त मुच् નું કર્મણિ ભૂ. કૃ., मुक्ता સ્ત્રી., છુટા થવું मुच् (કર્મણિ રૂપ વાપરો).
જડ મૂળથી કાપી નાખવું उद्+मूल ૧૦ ગ. उन्मूलयितुम् હેત્વર્થ કૃદન્ત.
જમદગ્નિ (ઋષિનું નામ છે) जमदग्नि પુ.
જીવતી जीवन्ती, जीव् નો કર્તરિ

---

* સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે रध् અને जभ् માંના अ પછી न ઉમેરાય છે; જેમકે रन्ध (પરોક્ષ ભૂ. કા. ૩ જો પુ. એકવચન) અહીં સ્વરની વૃદ્ધિ થતી નથી; કારણ કે न् ઉમેરાય છે ત્યારે તે ઉપાન્ત્ય હોતો નથી. रध्માં અદ્યતન ભૂતકાળમાં न् ઉમેરાતો નથી તેમજ પરોક્ષ ભૂતકાળ સિવાય જ્યારે इ લે છે ત્યારે પણ ઉમેરાતો નથી.

વર્તમાનકૃદન્ત. સ્ત્રી. सजीवा સ્ત્રી. (जीव પુ. જીંદગી, અને स [सह ને ઠેકાણે] અ. સાથે).

નામનું नाम અ., नाम्ना તૃ. એ. (नामन् શબ્દ ઉપરથી).

નાનામાં નાનું कनिष्ठ પુ. સ્ત્રી. ન.

પાછાં જીવતાં થવું पुनर्+जीव्.

ભૃગુ (ઋષિનું નામ છે) भृगु પુ.

રેણુકા (જમદગ્નિની વહુ અને પરશુરામની મા) रेणुका સ્ત્રી.

સિવાય ऋते અ. (પંચમી લે છે).

---

## પાઠ ૧૪મો.

## પરોક્ષભૂતકાળ (ચાલુ).

૧. જ્યારે ધાતુમાં બે સાદા વ્યંજનની વચ્ચે अ હોય અને ધાતુનો વ્યંજન દ્વિરૂક્તિમાં બદલાયો ન હોય ત્યારે અવિકારક પ્રત્યય પૂર્વે અને પરસ્મૈપદના બીજા પુરૂષ એકવચનનો थ પ્રત્યય इ લે છે ત્યારે તેની પૂર્વે अ ને બદલે ए મૂકાય છે, અને દ્વિરૂક્ત વ્યંજનનો સ્વર સાથે લોપ થાય છે.

तन् પરસ્મૈ०

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ततान-ततन | तेनिव | तेनिम |
| ૨ જો „ | तेनिथ | तेनथुः | तेन |
| ૩ જો „ | ततान | तेनतुः | तेनुः |

तन् ધાતુમાં ઉપરના નિયમની બધી શરતો આવી જાય છે, नन्द्માં બધી શરતો આવતી નથી, કારણ કે એમાં જોડાક્ષર છે, અને गद् અને भण्માં પણ તેમજ છે, કારણ કે દ્વિરૂક્ત થતા સ્વરયુક્ત વ્યંજનમાં ज् અને व् અનુક્રમે દ્વિરૂક્ત થાય છે. તેથી આ પ્રમાણે રૂપો થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૩ પુ. | ननन्द | ननन्दतुः | ननन्दुः |
| „ | जगाद | जगदतुः | जगदुः |
| „ | बभाण | बभणतुः | बभणुः |

પણ नेन्दतुः, गेदतुः, भेणतुः વિગેરે થતાં નથી.

૨જા પુરૂષ એકવચનમાં पच् નું पेचिथ-पपक्थ થાય છે, शक् નું शेकिथ-शशक्थ થાય છે. थ, इ વિકલ્પે લે છે (જુઓ ૩. ઉ, પાઠ ૧૩મો).

જ્યારે इ લે છે ત્યારે ઉપલો ફેરફાર થાય છે, અને જ્યારે इ નથી લેતો ત્યારે નથી થતો. च् નો क् થાય છે (જુઓ માર્ગોપ. પાઠ ૨૫).

૨. तॄ, फल्, भज्, त्रप्, અને राध् ૫ મો ગણ. (જ્યારે 'ગુન્હો કરવો' એવા અર્થમાં વપરાય છે ત્યારે) આટલા ધાતુઓમાં अ અથવા आ નો ઉપર પ્રમાણે ए થાય છે, અને जॄ, भ्रम्, त्रस्, फण्, राज्, भ्राज् भ्राश् भ्लाश्, स्यम् અને स्वन्માં વિકલ્પે થાય છે.

જે ધાતુઓ ઉપર લખ્યા છે, તેને સામાન્ય નિયમ ૧ લાગતો નથી. तॄ-ततॄ (૧૧ મો પાઠ, ૨જો નિયમ). ततर्+अतुः (૧૩ મો પાઠ ૧૦મો નિયમ) અને ઉપર પ્રમાણે तेरतुः, તેમજ त्रेपे, त्रेपाते ઇત્યાદિ. बभ्राम-बभ्रमतुः કે भ्रेमतुः-बभ्रमुः કે भ्रेमुः વિગેરે વિગેરે.

૩. व् થી શરૂ થતા ધાતુઓ અને शश् અને दद्માં આ ફેરફાર થતો નથી. वम् ૩ જો પુ. ववाम-ववमतुः-ववमुः.

૪. સામાન્ય રીતે અવિકારક પ્રત્યયો પૂર્વે નીચેના ધાતુઓ અને કેટલાક બીજા ધાતુઓ य्, व् ને र् ને બદલે અનુક્રમે इ, उ, ને ऋ લે છે. वच्,* यज्, वप्, वह्, वस्, ૧લો ગણ वे, व्ये, ह्वे, श्वि, वद्, स्वप्, ज्या, व्यच्, प्रच्छ्, व्रश्च्, भ्रस्ज्, ग्रह् અને व्यध्. પરોક્ષ ભૂતકાળમાં प्रच्छ्, व्रश्च् ને भ्रस्ज् ને આ ટીપમાંથી કાઢી નાંખવાના છે. આ ફેરફાર અથવા તો य्, व्, અને र् ના આદેશભૂત इ, उ, અને ऋ संप्रसारण નામે ઓળખાય છે.

૫. પરોક્ષ ભૂતકાળના વિકારક પ્રત્યય પૂર્વે દ્વિરૂક્ત સ્વરયુક્ત વ્યંજનમાંજ સંપ્રસારણ થાય છે, અને व्यथ् માં वि એ દ્વિરૂક્ત છે.

---

* ગણકાર્યવાળા કાળોમાં અવિકારક પ્રત્યય પૂર્વે અનુક્રમે ઉપલા પહેલા અગિયાર ધાતુઓમાં આ ફેરફાર થતો નથી.

૬. સંપ્રસારણ પછીનો સ્વર લોપાય છે.

૭. જ્યારે જોડાક્ષરમાં બેઉ અક્ષર સંપ્રસારણ લે એમ હોય ત્યારે પાછલો અક્ષરજ સંપ્રસારણ લે છે.

यज्

| | પરસ્મૈ૦ | | | આત્મને૦ | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| ૧ લો પુ. | इयाज—इयज | ईजिव | ईजिम | ईजे | ईजिवहे | ईजिमहे |
| ૨ જો ,, | इयजिथ—इयष्ठ | ईजथुः | ईज | ईजिषे | ईजाथे | ईजिध्वे |
| ૩ જો ,, | इयाज | ईजतुः | ईजुः | ईजे | ईजाते | ईजिरे |

यज्-ययज्-इअयज् ૫. પ્રમાણે-इयज्, ૬ પ્રમાણે—इयाज. यज्—इज् ૪. અને ૬. પ્રમાણે-इइज्—ईज्+अतुः-ईजतुः. यज्-इयजिथ અથવા इयज्+थ પા. ૧૦૪, ૩. પ્રમાણે. इयष्+थ પા. ૬૯, ૯ પ્રમાણે. इयष्+ठ—इयष्ठ માર્ગોપ૦ પા. ૨૦* નોંધ પ્રમાણે व्यध्—व्यव्यध्-विअव्यध् ૫. અને ૭. પ્રમાણે. विव्यध् ૬. પ્રમાણે—विव्याध्. स्वप्—स्वस्वप्—सुस्वप्—*सुष्वप्+अ=सुष्वाप. व्यध्—विध्—विविध्+अतुः-विविधतुः. स्वप्—सुप्—सुपुप्+अतुः—सुपुपतुः. वच् પરસ્મૈ૦ ૩જો પુ. उवाच-ऊचतुः-ऊचुः—૨જો પુ. એ. વ. उवचिथ કે उवक्थ. આત્મને૦ ऊचे—ऊचाते ઇત્યાદિ.

**૧. (અ) द्रुह्, मुह्, स्नुह् અને स्निह्માં જ્યારે ह्ની પછી અનુનાસિક, કે અન્તઃસ્થ સિવાયનો કોઈ પણ વ્યંજન આવે અથવા તો કંઇપણ ન આવે તો ह्નો घ् અથવા ढ् થાય છે.**

मुमोहिथ, मुमोह्+थ ( ૬ઠ્ઠો નિયમ, પાઠ ૧૩મો )-मुमोढ्+थ અથવા मुमोघ्+थ-मुमोढ અથવા मुमोग्ध.

---

*જે ધાતુનો આદિ વ્યંજન स् હોય અને તે स्ની પછી સ્વર કે દન્ત્ય વ્યંજન આવ્યો હોય તે ધાતુઓ અને स्वक्, स्विद्, स्वञ्ज्, स्वप्, અને स्मि ધાતુઓના स्ની પૂર્વે સામાન્ય રીતે એકજ પદમાં अ અથવા आ સિવાય કોઇ સ્વર અથવા કંઠય વ્યજન આવ્યો હોય તો स्નો ष् થાય છે. सेक्, सृप्, सृज्, स्तृ, स्तु અને स्त्यै અપવાદરૂપ છે.

**(બ) એવીજ સ્થિતિએ नह्માંના અન્ત્ય ह्નો ध् થાય છે; નેહિથ અને ननह्+थ=ननध्+थ=ननद्ध.**

**૭. ૯ પાઠના સામાન્ય ૩જા નિયમ પ્રમાણે, જ્યારે वह्ના ढ् નો લોપ થાય છે, ત્યારે પૂર્વના अ અથવા आ નો ओ થાય છે.**

वह्—ववह्—उवह्+थ—उवढ्+थ ૯મા પાઠ, નિયમ ૧ પ્રમાણે—उवढ्+थ ૨. પ્રમાણે—उवढ्+ढ માર્ગો૦ પા. ૨૧* પ્રમાણે—उवढ ૯ મો પાઠ, નિયમ ૩ પ્રમાણે; પણ આ નિયમ પ્રમાણે उवोढ થાય છે, પણ उवाढ નહિ

૮. (અ) वे પરસ્મૈ૦ અને આત્મનેપદમાં પરોક્ષભૂતકાળના વિકારક પ્રત્યય પૂર્વે उवय् અને ऊय् અથવા ऊव् રૂપ અવિકારક પ્રત્યય પૂર્વે લે છે, અને व्ये પરસ્મૈ૦ અને આત્મને૦ 'ઢાંકવું'નું विव्यय् વિકારક પ્રત્યય પૂર્વે અને विवी અવિકારક પ્રત્ય પૂર્વે થાય છે. उवय् માં थ પહેલાં इ આવે છે.

નહિં તો ૧૩મા પાઠના ૧૪મા નિયમ પ્રમાણે કરવું પડત. व्ये-व्येव्ये—वृइएव्ये ૭. પ્રમાણે—विव्ये ૬ઠ્ઠા પ્રમાણે—विव्यै+अ—विव्याय એજ પ્રમાણે वे ના વિકારક પ્રત્યય લગાડતાં થતાં રૂપો સમજવાં.

(બ) ह्वे પરસ્મૈ૦ અને આત્મને૦ 'બોલાવવું' નો પરોક્ષભૂતકાળના બધા રૂપોમાં हु થાય છે. અને श्वि નો शु થાય છે.

એટલે પરોક્ષભૂતકાળના બધા વિકારક પ્રત્યયો પૂર્વે સંપ્રસારણ લે છે. ह्वे—हूउए—हु ૬ પ્રમાણે.

(ક) वे અને श्वि ના રૂપો આપેલા અંગ પ્રમાણે પણ થાય છે. वे-वा ૧૩મો પાઠ નિયમ ૧૪ પ્રમાણે ववा—ववौ—ववतुः—ववुः ૧૩મો પાઠ, નિયમ ૧૩ પ્રમાણે.

૯. अद्, ऋ અને व्ये માં थ પહેલાં इ ખાસ આવે છે. ૨. પુ. એ. વ. आरिथ. ૩ પુ. आर—आरतुः—आरुः.

૧૦. मस्ज् અને नश् ધાતુમાં વ્યંજનથી શરૂ થતા વિકારક પ્રત્યય પૂર્વે अ પછી न् ઉમેરાય છે; એટલે ननंष्ठ અહિં थ પૂર્વે इ આવતી નથી.

૧૧. (અ) જો દ્વિરુક્ત સ્વરયુક્ત વ્યંજનમાં अ જ હોય તો લંબાય છે.

(બ) अ થી શરૂ થતા અને જોડાક્ષર અન્તે હોય એવા ધાતુઓ અને ऋ થી શરૂ થતા ધાતુઓ, તેમજ अश् 'વ્યાપવું,' દ્વિરુક્ત થતા સ્વરયુક્ત વ્યજન પછી न् લે છે. દ્વિર્ભાવની પછી ન લે છે

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| अर्द् ૩ પુ. | आनर्द | आनर्दतुः | आनर्दुः |
| अन्त् ,, | आनन्त | आनन्ततुः | आनन्तुः |
| ऋज् ,, | आनृजे | आनृजाते | आनृजिरे |

૧૨. (અ) अ કે आ સિવાયના કોઈપણ દીર્ઘ સ્વરથી શરૂ થતા અથવા હ્રસ્વ સ્વરથી શરૂ થતા પણ તે હ્રસ્વ સ્વર પછી જોડાક્ષર આવ્યો હોય એવા ધાતુઓનાં પરોક્ષભૂતકાળનાં રૂપો ધાતુને आम् લગાડીને कृ, भू, કે अस् નાં પરોક્ષભૂતકાળનાં રૂપ લગાડયાથી થાય છે. ऋच्छ् માંજ ફક્ત આ પ્રમાણે થતું નથી. (બ) ૧૦ મા ગણના ધાતુઓ, પ્રેરક ભેદના, ઇચ્છાદર્શક ભેદના, અને બીજા સાધિત ધાતુઓના અથવા સામાન્ય રીતે એકથી વધારે સ્વરવાળા ધાતુઓના પરોક્ષભૂતકાળના રૂપ આ રીતે થાય છે. આ રૂપ आम् યુક્ત પરોક્ષભૂતકાળ કહેવાય છે. (ક) જ્યારે ધાતુ આત્મનેપદનો હોય છે ત્યારે આત્મનેપદનાં कृ નાં રૂપ લાગે અને પરસ્મૈપદનો હોય તો પરસ્મૈપદના લાગે છે.

ईश् આત્મને (અ)

| | એ. વ. | દ્વિ. વ. | બ વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | ईशांचक्रे | ईशांचकृवहे | ईशांचकृमहे |
| ૨ જો ,, | ईशांचकृषे | ईशांचक्राथे | ईशांचकृढ्वे |
| ૩ જો ,, | ईशांचक्रे | ईशांचक्राते | ईशांचक्रिरे |

બીજા રૂપ ईशामास, ईशांबभूव વિગેરે.

कथ् ૧૦ મો ગણ પરસ્મૈ૦ (બ).

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | कथयाचकार–चकर | कथयांचकृव | कथयांचकृम |
| ૨ જો ,, | कथयांचकर्थ | कथयांचक्रथुः | कथयांचक्र |
| ૩ જો ,, | कथयाचकार | कथयांचक्रतुः | कथयांचक्रुः |

વળી આત્મને૦ માં कथयांचक्रे વિગેરે.

ઘણા ખરા ગણકાર્યરહિતકાળોમાં अय કાયમ રહે છે. (પા. ૧૧૩ *નોંધ જુઓ).

૧૩. (અ) दय्, अय्, कास् અને आस् ધાતુઓ आम् યુક્ત પરોક્ષભૂતકાળનાજ રૂપ લે છે, અને उष्, विद् (બીજા ગણનો) અને जागृ વિકલ્પે લે છે

(બ) भी, ह्री, भृ (૩જો ગણ) અને हु આ ધાતુઓમાં વિકલ્પે થાય પણ ધાતુઓનું અંગ ૩જા ગણના ધાતુ પેઠે દ્વિરૂક્ત થાય છે, અને પછી आम् અને સહાયક ક્રિયાપદના રૂપ લાગે છે.

૧૪. आम् એ વિકારક પ્રત્યય છે તેથી અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વસ્વર (विद् સિવાય) નો એ પ્રત્યય પહેલાં ગુણ થાય છે.

आसांचक्रे, विदांचकार અથવા विवेद, बिभयांचकार, जिह्रयांचकार, बिभरांचकार વિગેરે.

૧૫ અદ્યતનભૂતકાળ અને આશીર્વાદાર્થ સિવાય અન્ય (ગણકાર્ય રહિત) કાળોમાં मृ ને પરસ્મૈપદના પ્રત્યયો લાગે છે; ममथ.

૧૬. કર્મણિપરોક્ષભૂતકાળ આ બે પાઠમાં આપેલા નિયમાનુસાર ફેરફાર કર્યા પછી આત્મનેપદના પ્રત્યયો લગાડવાથી થાય છે.

**गतायां रात्रौ सुप्ता वयं किल बहु विलेपिम।**

**युधिष्ठिरेण पृष्टो लोमशोऽगस्त्यस्य प्रभावं कथयामास।**

**कृतयुगे कालेया इति विश्रुता दानवा वृत्रं समाश्रित्य महीं स्वर्गलोकं च भृशं पीडयांचक्रुः। नैतत्कर्तुमानर्हुस्ते।**

**तान्हन्तुं सेन्द्रा विबुधा न शेकुः।**

ते ब्रह्माणमुपसंगम्योचुर्भगवन्नखिलं त्रैलोक्यं दानवैर्वृतं किमत्र करवामहै।

परमेष्ठ्युवाच भो देवा दधीचमृषिं गत्वा तस्यास्थीनि याचध्वम्। तेषां वज्रं कृत्वा वृत्रं हत।

तथेति प्रतिज्ञाय ते सर्वे दधीचस्याश्रममुपययुः।

तमृषिं देवाः प्रणेमुस्तस्यास्थीनि च ययाचिरे।

ततः स महात्मा त्रैलोक्यस्य हितायात्मनः प्राणानुत्ससर्ज।

तस्य परासोरस्थीनि देवा जगृहुस्त्वष्टारं च गत्वा तं तेषामुग्रं वज्रं कारयामासुः।

ततस्त्वष्टा शक्रमुवाचैतद्गृहीत्वा वृत्रं जहि।

इन्द्रेण सहिता देवा रोदसी आवृत्य तिष्ठन्तं कालेयैरभिरक्षितं च वृत्रमासेदुः। तांश्च युद्धायाजुहुविरे।

तैः सह देवानां तुमुलं युद्धं समापेदे। रजोभिः सर्वा दिशो व्यानशिरे। दानवेभ्यश्च देवा भृशं त्रेसुः।

इतस्ततः प्रधावतां तेषां वेगं देवा दौर्बल्यान्न सेहिरे भीताश्च पलायामासुः।

तादृशांस्तान्दृष्ट्वेन्द्रो विष्णुं शरणं वव्राज।

ततो विष्णुरात्मनस्तेज इन्द्रे निदधे देवाश्च महर्षयश्चापि तथा विदधिरे।

ततो रणधुरामेकोऽपीन्द्र उवाह।

स वृत्रस्य वधाय महद्वज्रं मुमोच। तेन हतो वृत्रो भूमौ सुष्वाप।

कोट्याकोट्या पुरद्वारमेकैकं रुरुधे द्विषाम्॥

तत्कर्म वालिपुत्रस्य दृष्ट्वा विश्वं विसिष्मिये।

संत्रेसू राक्षसाः सर्वे बहु मेने च राघवः॥

सुग्रीवो मुमुदे देवाः साध्वित्यूचुः सविस्मयाः।

विभीषणोऽभितुष्टाव ननर्दुः प्लवंगमाः ॥
राघवो न दयांचक्रे दधुर्धैर्यं न केचन ।
मम्रे पतङ्गवद्वीरैर्हाहेति च विचुक्रुशे ॥
*प्राणा दध्वंसिरे गात्रं तस्तम्भे च प्रिये हते ।
उच्छश्वास चिराद्दीना रुरोदासौ रराम च ॥
लोहबन्धैर्बबन्धे नु वज्रेण किं विनिर्ममे ।
मनो मे न विना रामाद्यत्पुस्फोट सहस्रधा ॥
उत्तेरिथ समुद्रं त्वं मदर्थेऽरिञ् जिहिंसिथ ।
ममर्थ चातिघोरां मां †धिग्जीवितलघूकृताम् ॥
मालिन्यं मार्जयामास चन्द्रमास्तिमिरैः कृतम् ।
खलैर्दत्तं मृषा दोषमिव सत्पुरुषः सताम् ॥

‡ऐन्द्रेण ह वै महाभिषेकेण संवर्त आङ्गिरसो मरुत्तमाविक्षितमभिषिषेच । तस्मादु मरुत्त आविक्षितः समन्तं सर्वतः पृथिवीं जयन्परीयायाश्वेन च मेध्येनेजे । § तदप्येष श्लोकोऽभिगीतः ।
मरुतः परिवेष्टारो मरुत्तस्यावसन्गृहे ।
आविक्षितस्य कामप्रेर्विश्वेदेवाः सभासद इति ॥

---

## ગુજરાતી વાક્યો.

૧. જ્યારે કાલેયનો નેતા માર્યો ગયો, (हन् કર્મણિ) ત્યારે તેઓ ઋતુનથી લડ્યા (युध्), પરંતુ દેવોએ તેમને અને વશ કર્યા (जि).

૨. પછી તેઓ માંહોમાંહે સલાહ લેવા ભેગા થયા (मन्त्र् અથવા मन्त्रं कृ) અને વિશ્વનો નાશ કરવાનો ઠરાવ કર્યો (निस्+चि).

---

*ઇન્દ્રજીતના અસ્ત્રથી મૂર્છા પામેલા રામને જોઇને સીતાની અવસ્થાનું વર્ણન છે. પછીના બે શ્લોકમાં સીતાનો વિલાપ છે.

†धिक् અવ્યય બીજી વિભક્તિ લે છે.

‡ऐन्द्रो महाभिषेकः નામનો રાજ્યાભિષેકનો એક પ્રકાર છે એનાથી દેવોએ ઇન્દ્રનો રાજ્યાભિષેક કર્યો હતો. એજ પ્રકારથી જે મનુષ્યને રાજ્યાભિષેક કરવામાં આવે તે અજેય થાય છે. અને આખી પૃથ્વીને જીતવા સમર્થ થાય છે.

§અહિ तद् નો અર્થ तस्मात् છે.

૩. એ કાર્ય માટે બ્રાહ્મણ અને ઋષિઓનો નાશ કરવો એજ ઉત્તમ ઉપાય છે એમ ધાર્યું ( मन् ), કારણ કે તેઓ ધર્માદિ ક્રિયાઓ ( तप् અથવા चर् ) તેમજ યજ્ઞાદિ કરતા હતા, ( तन् અથવા आ+हृ ) તેને લીધે વિશ્વ ટકી રહ્યું હતું ( आ+श्रि, अव+लम्ब् ).

૪. તેથી તેઓ દરીઆમાં છૂપાઈ રહ્યા, ( प्र+छद् ) અને રાતે બહાર નીકળી ( चर् ) ઘણા બ્રાહ્મણોને મારી નાંખ્યા, અને બધા માણસોને દુઃખ દેવા માંડ્યું ( पीड्, अर्द् ).

૫. વસિષ્ઠ, ભાર્ગવ અને બીજા ઋષિઓના આશ્રમોનો ઘાણ કાઢયો ( अव+साद् પ્રેરક ) અને તેમાં કોઈ રહે નહિ એવું કર્યું ( कृ ) અને પછી તેને બાળી નાંખ્યા ( दह् ).

૬. કોઈપણ યજ્ઞ કરતું નહતું ( यज् ) અને દેવો બીધા (भी કે त्रस् ).

૭. તેમને આ કોણ કરતું હતું તેની ખબર ન હતી ( ज्ञा ) અને તેથી વિષ્ણુ પાસે ગયા ( उप+गम् ) અને તેની સહાય માંગી ( याच् ).

૮. વિષ્ણુએ તેમને કહ્યું ( कथ्, चक्ष् ) કે કાલેય નામના રાક્ષસોએ રાત્રે આ કર્યું છે અને દિવસે દરીઆમાં છૂપાઈ રહે છે.

૯. તેણે તેમને અગસ્ત્ય પાસે જઈ દરીઓ પી જવા વિનંતિ કરવા કહ્યું ( आ+दिश् ).

૧૦ દેવો તે ઋષિ પાસે ગયા ( उप+इ ) અને તેને પ્રણામ કર્યા; ( प्र+नम् ) અને તેની શક્તિની પ્રશંસા કરી ( स्तु કે प्र+शंस् ).

૧૧. તેમણે તેમના આગમનનું કારણ પૂછ્યું ( प्रच्छ् ).

૧૨. તેઓએ કહ્યું ( कथ् ) અને અગસ્ત્ય દરીઆ પાસે ગયા (या) અને દેવો તેમની પાછળ ગયા (इ, या+अनु ) તે દરીઓ પી ગયા (पा) અને કાલેયોને તેમની સંતાવાની જગ્યામાંથી બહાર ખેંચી કાઢયા ( आ+कृष् ).

૧૩. પછી લડાઈ થઈ ( सम+आ+पद् ) અને દેવોએ તેમને મારી નાંખ્યા ( हन् ).

---

## શબ્દકોષ ૧૪.

अगस्त्य પુ. ઋષિનું નામ છે.
अतिघोर પુ. સ્ત્રી. ન. ઘણું ભયંકર, દુષ્ટ.
अन्ततः ક્રિ. વિ. અ. મોખરે.
अभिगीत अभि જોડે गै ૧ ગ. પરસ્મૈ૦નો કર્મણિ ભૂ. કૃ., ગવાયલું.
अर्थ् ૧૦મો ગણ આત્મને૦ प्र જોડે, વિનંતી કરવી.
अर्द् ૧લો ને ૧૦મો ગ. દુઃખ દેવું.
अश् ૫મો ગ. આત્મને૦ वि જોડે, વ્યાપવું.
अस्थि ન. હાડકું.
आङ्गिरस પુ. અંગિરસનો વંશજ.
आविक्षित પુ. અવિક્ષિત્‌નો છોકરો.
इ ૨જો ગ. પરસ્મૈ૦ परि જોડે, આસપાસ હોવું.
इतस्ततः ક્રિ. વિ. અ. અહીંથી તહીં.
उ અવ્યય.
उग्र પુ. સ્ત્રી. ન. સખત.
उष् ૧લો ગ. પરસ્મૈ૦ બળવું.
एकैक સર્વનામ. પુ. સ્ત્રી. ન. એકએક
ऐन्द्र પુ. સ્ત્રી. ન. ઇન્દ્રને લગતું
कामप्रि પુ. જેની ઇચ્છાઓ પુરી પડી છે તે.
कारय, कृનું પ્રેરક રૂપ, કરાવવું.
कालेय પુ રાક્ષસનું નામ છે.
कृतयुग ન. સત્યયુગ.
क्रुश् ૧લો ગ. પરસ્મૈ૦ वि જોડે, બૂમ પાડવી.
चर् ૧લો ગ. પરસ્મૈ૦ જવું, બહાર ભમવું.
चिराद् ક્રિ. વિ. અ. ઘણા વખત પછી.
छद् ૧૦મો प्र જોડે, ગણ સંતાડવું.
जीवितलवूक्रत પુ સ્ત્રી. ન. જીંદગીથી માન ભંગ થએલો.
तप् ૧લો ગ. પરસ્મૈ૦ તપ કરવું
तादृश પુ. સ્ત્રી. ન. તેના જેવું.
तिमिर પુ. ન. અંધારૂં.
तुमुल પુ. સ્ત્રી. ન. ભયંકર.
त्रस् सम् જોડે, બીહવું.
त्रैलोक्य ન. ત્રણે લોક.
दद् ૧લો ગ આત્મને૦ આપવું
दधीच ઋષિનું નામ.
दय् ૧લો ગ. આત્મને૦ દયા હોવી
दानव પુ. રાક્ષસ.
दिश् સ્ત્રી. દિશા.
दीन પુ. સ્ત્રી. ન. ગરીબ, નિરાધાર.
दोष પુ. નિંદા.

दौर्बल्य ન. નબળાઈ.
धिक् અવ્યય. ધિક્કાર.
पतङ्गवत् ક્રિ વિ. અ. પતંગ જેવો.
परमेष्ठिन् પુ. બ્રહ્મદેવ.
परासु પુ. સ્ત્રી. ન. મરી ગએલું.
परिवेष्टृ પુ. પીરસનાર.
पुरद्वार ન. શહેરનો દરવાજો.
प्रभाव પુ. સામર્થ્ય, મોટાઈ.
प्लवंगम પુ. વાંદરો.
फण् १ લો ગ. પરસ્મૈ૦ જવું.
फल् १ લો ગ. પરસ્મૈ૦ ફળવું.
बहु ક્રિ. વિ. ઘણું.
बिभीषण પુ. રાવણનો ભાઈ અને રામનો મિત્ર.
*भ्रस्ज् ६ ઠ્ઠો ગ. પરસ્મૈ૦ આત્મને૦ રાંધવું, સેકવું.
भ्राज् १ લો ગ. આત્મને૦ પ્રકાશવું.
भ्राश् १ લો ગ. આત્મને૦ ચળકવું.
भ्लाश् १ લો ગ. આત્મને૦ પ્રકાશવું.
मदर्थे ક્રિ. વિ. મારે માટે.
मन्त्र् १०મો ગ. આત્મને૦ સલાહ લેવી.
मरुत् પુ. દેવ.
मरुत्त પુ. રાજાનું નામ છે.
महाभिषेक પુ. (महत् પુ. સ્ત્રી. ન. મોટું અને अभिषेक પુ. રાજ્યાભિષેકની ક્રિયા) મોટો રાજ્યાભિષેક.
मालिन्य ન. અંધારૂં, મેલાપણું.
मृज् १०મો ગ. સાફ કરવું.
मृषा અવ્યય ખોટી રીતે.
मेध्य પુ. સ્ત્રી. ન. યજ્ઞ કરવા યોગ્ય.
रणधुरा (रण પુ. ન. અને धुर् સ્ત્રી. જોસરી) લડાઈને મોખરે.
रस् १લો ગ. પરસ્મૈ૦ ચીસ પાડવી.
रोदसी ન. દ્વિવચન. પૃથ્વી ને સ્વર્ગ.
लप् १ લો ગ. પરસ્મૈ૦ वि જોડે, શોક કરવો.
लम्ब् १લો ગ. આત્મને૦ अव જોડે, આધાર રાખવો.
लोमश પુ. ઋષિનું નામ છે.
लोहवन्ध પુ. (लोह પુ. ન. લોઢું, वन्ध પુ. બંધન) લોઢાનું બંધન.
वज्र પુ. ન. ભયાનક હથીઆર.
वालिपुत्र પુ. વાલીનો છોકરો.
विबुध પુ. દેવ.
विश्रुत પુ. સ્ત્રી. ન. वि + श्रु નો કર્મણિ. ભૂ. કૃ. પ્રખ્યાત.

---

* આશીર્વાદાર્થ પરસ્મૈ૦ સિવાય બધા ગણકાર્યરહિતકાળોમાં આ ધાતુમાં भ्रस्ज् અને भर्ज् એમ બે રૂપ થાય છે. भ्रस्ज्‌ના स् નો જ્યારે લોપ થતો નથી ત્યારે તેનો ज् થાય છે (પા. ૧૭, ૧૦).

विश्वेदेवाः પુ. બહુવચન. સર્વ દેવો.
वेग પુ. ઝડપ
शक्र પુ. ઇન્દ્રનું નામ.
श्रि आ જોડે, આશ્રય લેવો.
संवर्त પુ. ગોરનું નામ.
सत्पुरुष પુ. સારો માણસ.
सभासद् પુ. મંડળીનો માણસ.
समन्तम् ક્રિ. વિ. અ. આસપાસ, ગમેતેમ.
सर्वतः ક્રિ. વિ. અ. બધી દિશાએ.
सविस्मय પુ. સ્ત્રી. ન. આશ્ચર્ય સહિત.
सहस्रधा ક્રિ. વિ. અ. હજારો ભાગમાં.
साधु ક્રિ. વિ. સારૂં.
सुग्रीव પુ. વાનર સેનાપતિ (રામનો મિત્ર).
सृज् उद् જોડે, તજવું.
सेन्द्र પુ સ્ત્રી. ન. ઇન્દ્ર સહિત.
स्तु अभि જોડે, વખાણ કરવા.
स्फुट् ૬ઠ્ઠો ગ. પરસ્મૈ૦ ભાંગવું, અથવા છુટું પાડવું.

---

આવવું તે आगमन ન., आगम પુ.
આધારની જગ્યા आश्रयस्थान ન.
ઉજ્જડ निर्जन પુ. સ્ત્રી. ન.
ઉપાય उपाय પુ. अभ्युपाय પુ.
ઇરાદો कार्य ન., फल ન.; फलावाप्तये ચતુર્થી, ઇરાદો પાર પાડવાને.
તપ तपांसि બ. વ.
નાશ ध्वंस પુ., नाश પુ., अवसाद પુ.
નાશ કરવો छिद् ૭મો ગ. उद् જોડે; सूद् ૧૦ મો ગ. नि જોડે; उच्छेत्तुम् હે. કૃ; निषूदयितुम् હે. કૃ.
ઝનુનથી प्रसह्य ક્રિ. વિ. અ. आत्मनिरपेक्षम् ક્રિ. વિ., અ. साहसेन તૃ. વિ. ક્રિ. વિ. અ. તરીકે વપરાયું છે.
મરણ वध પુ.
હેતુ प्रयोजन ન.
શક્તિ प्रभाव પુ.

## પાઠ ૧૫મો.

### શ્વસ્તન ભવિષ્યકાળ, સામાન્ય ભવિષ્યકાળ અને ક્રિયાતિપત્ત્યર્થ.

### ૧. શ્વસ્તન ભવિષ્યકાળ.

૧. ધાતુને तृ પ્રત્યય લગાડવો, તે પહેલાં અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ કરવો. અંતે तृ વાળા નામની પ્રથમા વિભક્તિના જે રૂપો થાય છે તેજ ત્રીજા પુરૂષનાં રૂપો છે એમ ગણવું. પહેલા અને બીજા પુરૂષમાં अस् ધાતુના પરસ્મૈપદના રૂપ પ્રથમા વિભક્તિને લગાડવાં. આત્મનેપદવાળા ધાતુને अस्ના આત્મનેપદના રૂપ લગાડવાં.

तृ પ્રત્યયની પહેલા इ, ધાતુ सेट् હોય તો લગાડવી, અને વિકલ્પે सेट् હોય તો વિકલ્પે લગાડવી, अनिट् ધાતુને તો લાગતીજ નથી. तृ પહેલાં इष्, सह्, लुभ्, रुष्, અને रिष् ધાતુઓ इ વિકલ્પે લે છે.

૩. પરોક્ષભૂતકાળ સિવાય બધા ગણકાર્યરહિત કાળોમાં ग्रह् ધાતુની इ હંમેશાં દીર્ઘ હોય છે. वृ અને ॠ અંતે હોય એવા ધાતુઓ, પરોક્ષભૂતકાળ, પરસ્મૈ૦ અદ્યતનભૂતકાળ અને આત્મને૦ આશીર્વાદાર્થ સિવાય દરેક ગણકાર્યરહિત કાળોમાં વિકલ્પે इ લંબાવે છે.

૪. જ્યારે ૯મા પાઠના ૯મા નિયમાનુસાર सह् ધાતુનો ह् લોપાય છે ત્યારે તેજ સ્થિતિમાં वह् ની પેઠેમ अ કે आ નો ओ થાય છે.

भू પરસ્મૈ૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | भवितास्मि | भवितास्वः | भवितास्मः |
| ૨ જો „ | भवितासि | भवितास्थः | भवितास्थ |
| ૩ જો „ | भविता | भवितारौ | भवितारः |

सह–सह्+ता–सढ्+ता–सढ्+धा–सढ्+ढा–साढा–सोढा–૪ થો નિયમ. वह् એજ પ્રમાણે वोढा; लभ्+ता–लभ्+धा–लब्धा; दह्+ता–दघ्+धा–दग्धा; नह्+ता–नध्+ता–नध्+धा–नद्धा, सृज्+ता–स्रज्+ता પાઠ ૧૩, ૧૮ મા નિયમ પ્રમાણે स्रष्+ता–स्रष्+टा–स्रष्टा; सृप्–सर्प्ता કે स्रप्ता પાઠ ૧૩, ૧૯મા નિયમ પ્રમાણે-तृप्–तर्पिता, तर्प्ता કે त्रप्ता.

मुद् આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | मोदिताहे | मोदितास्वहे | मोदितास्महे |
| ૨ જો ,, | मोदितासे | मोदितासाथे | मोदिताध्वे |
| ૩ જો ,, | मोदिता | मोदितारौ | मोदितारः |

જુઓ પા. ૪૬-૪૭, ૨.

## ૨. સામાન્ય ભવિષ્યકાળ.

૧. આ કાળના પ્રત્યયો વર્તમાનકાળના પ્રત્યયની પૂર્વે स्य લગાડવાથી થાય છે. ધાતુ સેટ્ કે વિકલ્પે સેટ્ કે અનિટ્ હોય તે પ્રમાણે स्यની પૂર્વે इ લગાડવી કે ન લગાડવી. પ્રત્યય પૂર્વે અન્ત્યસ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે.

**૧. ધાતુના અન્ત્ય स्નો જ્યારે તેની પછી स्થી શરૂ થતો અપુરૂષવાચક પ્રત્યય આવે ત્યારે त् થાય છે.**

૨. गम् પરસ્મૈ૦, हन्, અને ऋ ( હ્રસ્વ ) અંતે હોય એવા ધાતુઓ પછી स्यનો આ કાળમાં જો કે ધાતુઓ અનિટ્ છે તોપણ इ લગાડાય છે. कृत् અને नृत् સેટ છે તોપણ વિકલ્પે લાગે છે.

૨. कृप्, वृत्, वृध्, श्रृध्, અને स्यन्द् સામાન્ય ભવિષ્યકાળમાં વિકલ્પે પરસ્મૈપદી છે અને ત્યારે स्य ને इ લગાડાતી નથી. कृप् ધાતુને આ નિયમ ( શ્વસ્તનભવિષ્યકાળમાં એ ) લાગુ પડે છે.

लभ् આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | लप्स्ये | लप्स्यावहे | लप्स्यामहे |
| ૨ જો ,, | लप्स्यसे | लप्स्येथे | लप्स्यध्वे |
| ૩ જો ,, | लप्स्यते | लप्स्येते | लप्स्यन्ते |

* मि, सि, ति જેવા, પુરૂષ અને વચન બતાવનારા પ્રત્યયો અને એક બે બીજા પ્રત્યયો સિવાયના બાકીના બધા પ્રત્યયો.

भू

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | भविष्यामि | भविष्यावः | भविष्यामः |
| ૨ જો ,, | भविष्यसि | भविष्यथः | भविष्यथ: |
| ૩ જો ,, | भविष्यति | भविष्यतः | भविष्यन्ति |

लभ्+स्य–लप्+स्य+ते–लप्स्यते; दिश्+स्य–देश्-देष्–देक्+ष्यति–देक्ष्यति; दुह्+स्य–दोह्–दोघ्–धोघ्–धोक्–धोक+ष्यति–धोक्ष्यति, दृश्+स्य-द्रश् પા. ૧૦૯, ૧૮ (અ) પ્રમાણે; द्रष्–द्रक्+ष्यति–द्रक्ष्यति; सृप्+स्यति-सर्प् કે स्रप् પા. ૧૦૯, ૧૯ પ્રમાણે–सर्प्स्यति કે स्रप्स्यति; तृप्–तर्पिष्यति, तर्प्स्यति કે त्रप्स्यति; वृध्+स्य-वर्ध्–वर्त्–वर्त्स्यति કે वर्धिष्यते પા ૧૨૮, ૩ પ્રમાણે; स्यन्त्स्यति, स्यन्दिष्यते કે स्यन्त्स्यते.

## ૩. ક્રિયાતિપત્ત્યર્થ.

૧. ક્રિયાતિપત્ત્યર્થમાં स्य ને હ્યસ્તનભૂતકાળના પ્રત્યય લાગે છે. ધાતુની પૂર્વે કાળવાચક अ લગાડાય છે; બીજી રીતે સામાન્ય ભવિષ્યના જેવાંજ રૂપો થાય છે.

लभ् આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अलप्स्ये | अलप्स्यावहि | अलप्स्यामहि |
| ૨ જો ,, | अलप्स्यथाः | अलप्स्येथाम् | अलप्स्यध्वम् |
| ૩ જો ,, | अलप्स्यत | अलप्स्येताम | अलप्स्यन्त |

भू પરસ્મૈ૦.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अभविष्यम् | अभविष्याव | अभविष्याम |
| ૨ જો ,, | अभविष्यः | अभविष्यतम् | अभविष्यत |
| ૩ જો ,, | अभविष्यत् | अभविष्यताम् | अभविष्यन् |

૨. અદ્યતનભૂતકાળમાં અને ક્રિયાતિપત્ત્યર્થમાં इ+अधिમાં વિકલ્પે इ ને બદલે गा આવે છે, અને તે વ્યંજન પૂર્વે गी થાય છે; જેમકે अध्यैष्यत કે अध्यगीष्यत ૩ જો પુ. એ. વ.

૩. ગણકાર્યરહિતકાળોમાં કર્મણિ તથા ભાવે રૂપો તૈયાર કરેલાં અંગનેજ આત્મનેપદના પ્રત્યયો લગાડવાથી થાય છે.

एवं नलं च संदिश्य वासो दत्त्वा च कौरव।
नागराजस्ततो राजंस्तत्रैवान्तरधीयत॥

---

मरिष्यामि विजेष्ये वा हताश्चेत्तनया मम।
हनिष्यामि रिपूंस्तूर्णं न जीविष्यामि दुःखितः॥
स्मेष्यन्ते मुनयो देवाः कथयिष्यन्ति चानिशम्।
दशग्रीवस्य दुर्नीतै विनष्टं रक्षसां कुलम्॥
मधुकर मदिराक्ष्याः शंस तस्याः प्रवृत्तिं
वरतनुरथवासौ नैव दृष्टा त्वया मे।
यदि सुरभिमवाप्स्यस्तन्मुखोच्छ्वासगन्धं
तव रतिरभविष्यत्पुण्डरीके किमस्मिन्॥
अकरिष्यदसौ* पापमतिनिष्करुणैव सा।
नाभविष्यमहं तत्र यदि तत्परिपन्थिनी॥

---

## ગુજરાતી વાક્યો.

૧. જો હું આજે નળને જોઉં નહિં (दृश्) તો અગ્નિમાં મારા આત્માનો ત્યાગ કરીશ (परि+त्यज्) અને મરીશ (मृ).

૨. રાજા પોતાના મેળાપનો હેતુ મને કહેતો નથી. ઠીક છે, આખરે હું જાણીશ (ज्ञा).

૩. સુદેવ, ઋતુપર્ણ પાસે જા અને કહે "દમયન્તી નવો સ્વયંવર કરનાર છે (आ+स्था), ઘણા રાજાઓ અને રાજકુમારો ત્યાં જાય છે, અને તે કાલે થનાર છે" (प्र+वृत्).

૪. "જો તમારી મરજી હોય તો કુણ્ડિનપુર એક જ દહાડામાં જાઓ, કારણ કે સૂર્ય ઉગશે (उद् + इ) કે તે તરતજ બીજાને વરશે" (वृ).

---

* આ વાત એક જુલમી સ્ત્રીને માટે છે. એક જુવાન સ્ત્રીના પતિ ઉપર વેર રાખીને તે તે સ્ત્રીને મારી નાંખવાનું ચાહતી હતી, પણ આ શ્લોક બોલનારી પવિત્ર સ્ત્રીએ તેને અટકાવી.

૫. દમયન્તીએ પર્ણાદને બહુ ધન આપ્યું અને કહ્યું, "નળ આવશે ( आ+गम् ) ત્યારે તને વધારે ધન આપીશ ( दा ), મારે માટે તેં ઘણું કર્યું છે, એટલું બધું બીજો કોઈ કરશે નહિ ( कृ ), કારણ કે *હવે તારા પ્રયત્નના પરિણામથીજ હું થોડા સમયમાં મારાં ધણી ભેગી થઈશ" ( युज् કર્મણિ ૩૫, અથવા सम्+गम् કે सम्+इ ).

૬. અરે બાહુક! તું મને છેતર નહિ; આ નબળા ઘોડા મને એકે દહાડે કુણ્ડિનપુર શી રીતે લઈ જશે ( वह् કે नी )?

૭. આપણે હવે આપણા ઘોડા ઉપર ચઢીશું ( आ+रुह् ) અને ઉતાવળા દોડીશું.

૮. બાહુકે રાજાને કહ્યું "તેં મને આ ઝાડના પાંદડાં અને ફળની સંખ્યા કહી છે, ઠીક છે, હવે હું તારી રૂબરૂ તેને કાપી નાખીશ, ( शद्† પ્રેરક અથવા छिद्) અને પાંદડાં ગણી જોઈશ."

૯. તમે દુષ્ટ જોડે જમો છો માટે હું તમને અડકીશ નહીં ( स्पृश् ).

૧૦. તે વસવા માટે ઘર ક્યારે બાંધવા માંડશે ( आ+रभ् ) તે હું જાણતો નથી.

૧૧. જ્યારે તે ઘરમાં પેઠો ત્યારે યમદત્ત તેને નમ્યો હોત ( प्र+नम् ), તો તેણે તેને મદયુક્ત ગણ્યો ન હોત ( मन् ).

૧૨. જો તે શત્રુ પાસે અરક્ષિત ગયો હોત ( गम् ) તો શત્રુએ તેને મારી નાંખ્યો હોત ( हन् ).

૧૩. જો દેવદત્તને તે વખતે નાગ કરડ્યો હોત ( दंश् ) અને ઓસડ લાવવાને કોઈ નહોત ( भू ) તો તે નક્કી મરી જાત ( मृ કે उप+रम् ).

૧૪. મારા આશીર્વાદથી તું આ લોકમાં શ્રેષ્ઠ રાજસત્તા ભોગવીશ ( भुज् ) અને તારા સઘળા ગુણવાળો પુત્ર પામીશ ( आप् કે लभ् ); તારી બધી પ્રજાને સંતુષ્ટ રાખ.

---

*यत्नसामर्थ्यात् અથવા બીજું કાંઈ વાપરવું.

†આ ધાતુના द् નો પ્રેરકરૂપમાં त् થાય છે.

## ભાગ ૨.

## કર્મણિ તથા ભાવે રૂપો.

પહેલી ચોપડીમાં આપેલા નિયમો તેમજ આ ચોપડીમાં કેટલાક પાઠમાં આપેલા નિયમો ઉપરાંત વિદ્યાર્થીએ નીચે આપેલા નિયમો મ્હોડે રાખવા:—

૧. य જે ગણકાર્યવિશિષ્ટકાળમાં ધાતુને લાગે છે તે અવિકારક છે.

૨. કર્મણિ તથા ભાવે રૂપના य પૂર્વે નીચેના ફેરફાર થાય છે.

(અ) ऋ અન્તે હોય એવા ધાતુમાં ऋનો रि થાય છે, જેમકે क्रियते (कृ).

(બ) ऋની પૂર્વે જોડાક્ષર હોય તેમજ जागृ અને ऋ ધાતુમાં ऋનો ગુણ થાય છે; स्मृનું स्मर्यते.

(ક) ૧૪મા પાઠનો ૪થો નિયમ આહિ લાગુ પડેછે; उच्यते ( वच् ).

(ડ) दा, धा અને બીજા કેટલાક ધાતુઓ જેનાં આવાં અંગ થાય છે,§ मा, स्था, गै, पा ('પીવું'), सो, हा ('તજવું') આ ધાતુઓમાંના आनो ई, य પૂર્વે થાય છે; જેમકે दीयते, धीयते, વિગેરે.

(ઈ) અંત્ય इ કે उ હોય તો લંબાય છે; જેમકે जीयते (जि), स्तूयते (स्तु).

(ફ) ૧ લો પાઠ ૯મો નિયમ લાગુ પડે છે.

(ગ) કેટલાક ધાતુઓ જેવાકે मन्थ्, अञ्च् "જવું", शंस्, दंश्, सञ्ज् रञ्ज्, अञ्ज्, मञ्ज्, स्कन्द्, ग्रन्थ्, स्तम्भ्, बन्ध्, भ्रंश् ઇ૦ ના અનુનાસિકનો લોપ થાય છે

૩. શ્વસ્તન અને સામાન્ય ભવિષ્યકાળનાં ક્રિયાતિપત્ત્યર્થ, અદ્યતન ભૂતકાળ અને આશીર્વાદાર્થના કર્મણિ કે ભાવે રૂપો, સ્વરાંત ધાતુઓ તેમજ हन्, ग्रह्, दृश्, વિગેરેમાં વિકલ્પે સ્વરની વૃદ્ધિ* કરીને તે તે કાળ અને અર્થના ધાતુ अनिट् હોય તો પણ इ પૂર્વે મૂકીને આત્મનેપદના પ્રત્યયો લગાડવાથી થાય છે. આ વિકલ્પ રૂપોમાં આકારાન્ત ધાતુઓ પછી य ઉમેરાય છે.

---

§ જ્યારે આવા શબ્દો વાપરવામાં આવે ત્યારે હંમેશાં दा ૨ જો ગણ 'કાપવું' અને दै ૧લો ગણ 'સ્વચ્છ' કરવું' એ બે ધાતુઓને ત્યાગ કરવા.

* दश् ને લાગુ પડતું નથી. दृश् તો ગુણજ પામે છે. વળી છઠ્ઠા ગણના नू અથવા धू સાધારણ રીતે ગુણ કે વૃદ્ધિ પામતા નથી. (પા. ૧૦૮, ૧૧ પ્રમાણે), તેઓને આ નિયમ લાગુ પડી વૃદ્ધિ થાય છે.

(અ) નીચેનાં રૂપો સમજાવો—

स्तर्यते, स्तीर्यते, तीर्ये, पूर्ये, उह्यते, अवसीयते, भाविष्यते, घानिष्यते, भविष्यते, दर्शिष्यते, द्रक्ष्यते, हारिष्यते, नायिष्यते, नेष्यते, स्थास्यते, हरिष्यते, स्थायिष्यते.

(બ) સામાન્ય ભવિષ્યકાળનાં કર્મણિ રૂપો લખોઃ—

हृ, ह्वृ, वप्, यज्, सह्, नह्, रुह्, लिह्, वन्ध्, ग्लै, हा, भिद्, वृत्, रुच्, दु, लू, सो, स्तु, रु, शास्;

અને વર્તમાનકાળ અને હ્યસ્તનભૂતકાળનાં રૂપો લખોઃ—

शॄ, वप्, यज्, दॄ, वॄ, कॄ, सृ, स्मृ, व्यच्.

## શબ્દકોષ ૧૫.

अक्ष પુ. જુગટાના પાસા.

अक्षज्ञ પુ. સ્ત્રી. ન. પાસાથી રમવાની કળા જાણનાર

अक्षनैपुण પુ. સ્ત્રી. ન. પાસા નાંખવામાં હોંશીઆર.

अक्षहृदय ન. પાસા નાખવાની કળા.

अतिनिष्करुण પુ. સ્ત્રી. ન. (अति ઘણું, અતિશે) ઘણુંનિર્દય અથવા ક્રૂર.

अनर्ह પુ. સ્ત્રી. ન. અયોગ્ય.

अनागस् પુ. સ્ત્રી. ન. નિરપરાધી.

अनिशम् ક્રિ. વિ. વારંવાર, હંમેશ, નિરંતર.

अश्वहृदय ન. ઘોડા ચલાવવાની કળા.

असंशयम् ક્રિ. વિ બેશક.

असूयय* ખોટું ઇચ્છવું, દ્વેષભાવ રાખવો.

इक्ष्वाकु પુ. સૂર્યવંશી રાજાઓનો મૂળ [પુરૂષ.

ईश्वर પુ. રાજા.

उद्गम પુ. મૂળ, ઉત્પત્તિ, નીકળવું તે.

कर्कोटक પુ. સાપનું નામ છે.

कलि પુ. પાપ રૂપી તત્ત્વ.

कुण्डिनपुर ન. શહેરનું નામ છે.

कुम्भकर्ण પુ. રાવણનો ભાઈ.

कुलज પુ. સ્ત્રી. ન. ( कुल ન કુળ, કુટુંબ, અને ज जन् 'ઉત્પન્ન થવું' ઉપરથી) કુટુમ્બમાં જન્મેલું, વંશજ.

कृ नि જોડે, ઈજા કરવી, નુકસાન [કરવું.

कृते અ. વાસ્તે, લીધે.

कौरव પુ. કુરૂનો વંશજ.

गण्डकी સ્ત્રી. નદીનું નામ છે; गण्डकीतीर ન. ગણ્ડકીનો કીનારો.

---

*આ નામધાતુ છે અને असूया પરથી અન્ત્ય સ્વરનો લોપ કરી દશમા ગણમાં अय ઉમેરાય છે, તેમ अय ઉમેરવાથી સિદ્ધ થયો છે.

गात्र न. અવયવ, શરીર.
चित्रवन न. વનનું નામ છે.
छल પુ. ન. કપટ.
तनय પુ. પુત્ર
तन्मध्ये (तद्+मध्ये) તેની વચમાં.
तन्मुखोच्छ्वासगन्ध પુ. (उच्छ्वास પુ. શ્વાસ લેવો તે, ઉંચો શ્વાસ. गन्ध પુ. ખુશબો, સુવાસ, પરિમળ) તેના મોઢાના શ્વાસની સુવાસ.
दंष्ट्रिन् પુ. તીક્ષ્ણ દાંતવાળું પ્રાણી, સાપ.
दशम પુ. સ્ત્રી. ન. દશમું.
दाव પુ. જંગલની આગ, દાવાગ્નિ, જંગલ.
दिव्य પુ. સ્ત્રી. ન. સ્વર્ગીય, સુંદર.
दुःखभाज् પુ. સ્ત્રી. ન. દુઃખ ભોગવનાર, દુઃખી
दुःखित પુ. સ્ત્રી. ન. પીડાયલું
दुर्नीत ન. દુષ્ટ, અવિચારી કામ.
धा अन्तर જોડે, સંતાવવું, છુપાવવું.
निषधेश्वर પુ. નિષધ દેશનો રાજા.
नैपुण्य ન. ચતુરાઈ.
नैषध પુ. નિષધ દેશનો રાજા, નળ.
प्रति+पद् પ્રાપ્ત કરવું.
परिपन्थिन् પુ. સ્ત્રી. ન. રસ્તા વચ્ચે રહીને હરકત કરનાર, રોકનાર.
तत्परिपन्थिनी સ્ત્રી. તેનો રસ્તો રોકનારી, તેના કામમાં વિઘ્ન કરનારી.
परिभ्रष्ट परि+भ्रंश् નો કર્મણિ ભૂ. કૃ. પડેલું.
पातित पत् નો પ્રેરકરૂપનો કર્મણિ ભૂ. કૃ. પાડેલું.
पुष्कर પુ. વિશેષ નામ છે.
बहुविध પુ. સ્ત્રી. ન. ઘણા પ્રકારનું.
बाणपथ પુ. (पथिन् પુ. માર્ગ) બાણ પહોંચે એટલો માર્ગ, બાણમર્યાદા.
बाहुक પુ. નળે જ્યારે સારથીનો વેશ લીધો હતો ત્યારનું તેનું નામ.
मूषक પુ. ઉંદર; मूषकराज પુ. ઉંદરોનો રાજા.
युग ન. જોડું; वासोयुग ન. લુગડાંનો જોટો.
रति સ્ત્રી. પ્રીતિ.
वच् प्रति જોડે, પ્રતિવચન આપવું, પ્રત્યુત્તર દેવો.
वस् પ્રેરકરૂપ नि જોડે, પોશાક પહેરવો, પહેરવું.
वापय પ્રેરકરૂપ वा નું, निर् જોડે, હોલવવું, બુઝવવું.
विनष्ट वि+नश् નો ભૂ. કૃ., નાશ પામેલો.

शत्रुतस् ક્રિ. વિ. શત્રુથી.
शश्वत् ક્રિ. વિ. હમેશ.
संभावित सम्+भूના પ્રેરક રૂપનો કર્મણિ ભૂ. કૃ. બની શકે એવું, ધરાયલું.
संस्मर्तव्य પુ. સ્ત્રી. ન. યાદ રાખવા લાયક.
सुभिक्ष ન. અન્નની પુષ્કળતા.
सूत પુ. સારથી, રથ હાંકનાર.
हरिद्वार ન. હિમાલયનાં તળીઆં આગળ એક પવિત્ર સ્થાન છે.
हिमाचल પુ. હિમાલય.
हिरण्यक પુ. ઉંદરનું નામ છે.

---

આશીર્વાદ आशिस् સ્ત્રી.
ગર્વિષ્ઠ अवलिप्त ભૂ. કૃ.
છેતરવું अति+सम्+धा, वि+प्र+लभ्, वञ्च् ૧૦ ગ. આત્મને૦.
છેવટે उदर्क પુ. अवसान ન. परिणाम પુ.; છેવટે उदर्के વિગેરે.
નીચપુરૂષ कापुरुष પુ.
પર્ણાદ (વિશેષ નામ છે) पर्णाद પુ.
બાંધવું निर्+मा.
મેળાપ आगमन ન.
રખવાળવિનાનું अरक्षित કર્મણિ ભૂ. કૃ.
રૂબરૂ (કોઈની) समक्षम् ક્રિ. વિ. प्रत्यक्षम् ક્રિ. વિ.
શ્રેષ્ઠરાજસત્તા साम्राज्य ન., पारमेष्ठ्य ન.
સંખ્યા संख्या સ્ત્રી.
સંતુષ્ટ રાખવું अनु+रञ्ज्નો પ્રેરકભેદ.
સુદેવ (વિશેષ નામ છે) सुदेव પુ.
હેતુ प्रयोजन ન., उद्देश પુ.

---

## પાઠ ૧૬મો.

### વિભક્તિના નિયમોમાં ભંગ.

પહેલી ચોપડીના ૨૫મા પાઠને મથાળે આપેલા પ્રત્યયો વિદ્યાર્થીએ યાદ રાખવા.

૧. કેટલાએક નામની વિભક્તિનાં રૂપ જેટલા નિયમ વિરૂદ્ધ છે તેટલા અહીં બતાવાશે. બાકીનાને વિભક્તિના પ્રત્યય લગાડીને તેમજ સામાન્ય

સંધિના નિયમો ધ્યાનમાં રાખીને કરવાનાં છે. વિશેષતા ન બતાવી હોય ત્યારે પ્રથમા વિભક્તિનું રૂપ એજ સંબોધન એકવચનનું રૂપ છે.

૨. विश्वपा અને शङ्खध्मा અને બીજા નામો જેમાં અંતે આકારાન્ત ધાતુ હોય કે જે પોતેજ આકારાન્ત ધાતુ હોય એવાં નામો દ્વિતીયા બહુવચનથી આગળ સ્વરથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે आ નો લોપ કરે છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ્રથમા | विश्वपाः | विश्वपौ | विश्वपाः |
| દ્વિતીયા | विश्वपाम् | विश्वपौ | विश्वपः |

૩. સંબોધન એકવચન, પછી બહુવચન, અને પહેલાં ૭ રૂપો पति નાં हरि ના જેવાંજ થાય છે. પંચમી, પષ્ઠી, સપ્તમી એકવચનના રૂપો पत्युः–पत्युः–पत्यौ છે.

૪. सखि નાં પહેલાં પાંચ રૂપો सखा, सखायौ, सखायः, सखायम् सखायौ. દ્વિતીયા બહુવચન सखीन्. પંચમી–ષષ્ઠી સપ્તમીના એકવચનના રૂપો અને ષષ્ઠીનું બહુવચન सख्युः–ख्युः–ख्यौ–खीनाम् થાય છે. સંબોધન એકવચન सखे.

૫. श्री, धी, भ्रू, અને બીજાં નામો જે ધાતુમાંથી વગર પ્રત્યયે થએલાં છે તેમજ स्त्री અને भ्रू માં અન્ત્ય इ કે उ હ્રસ્વ કે દીર્ઘ હોય તેનો અનુક્રમે इय् કે उव् સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે થાય છે. स्त्री ને नदी ના પ્રત્યય લાગે છે श्री, धी, भ्रू ને આવાં બીજાં સ્ત્રીલિંગ નામો ચતુર્થી, પંચમી, ષષ્ઠી, સપ્તમી એકવચન અને ષષ્ઠી બહુવચનમાં વિકલ્પે છે. स्त्री નું દ્વિતીયા એકવચન स्त्रीम् કે स्त्रियम् અને બહુવચન स्त्रीः કે स्त्रियः, સંબોધન એકવચન स्त्रि.

૬. અન્તે ई હોય એવાં સ્ત્રીલિંગ ધાતુરૂપ નામો જેવાં કે धी, श्री અને तरी, तन्त्री અને लक्ष्मी પ્રથમા એકવચનમાં स् નો લોપ કરતા નથી.

* अवीलक्ष्मीतरीतन्त्री धीह्रीश्रीणामुदाहृतः ।
सप्तानामेव शब्दानां सिलोपो न कदाचन ॥

स्त्री.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| प्र० | स्त्री | स्त्रियौ | स्त्रियः |
| द्वि० | स्त्रियम्, स्त्रीम् | „ | स्त्रियः, स्त्रीः |
| तृ० | स्त्रिया | स्त्रीभ्याम् | स्त्रीभिः |
| च० | स्त्रियै | „ | स्त्रीभ्यः |
| पं० | स्त्रियाः | स्त्रीभ्याम् | स्त्रीभ्यः |
| ष० | „ | स्त्रियोः | स्त्रीणाम् |
| स० | स्त्रियाम् | „ | स्त्रीपु |
| सं० | हे स्त्रि | स्त्रियौ | स्त्रियः |

श्री.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| प्र० | श्रीः | श्रियौ | श्रियः |
| द्वि० | श्रियम् | „ | „ |
| तृ० | श्रिया | श्रीभ्याम् | श्रीभिः |
| च० | श्रिये-यै | „ | श्रीभ्यः |
| प० | श्रियः-याः | श्रीभ्याम् | श्रीभ्यः |
| ष० | „ | श्रियोः | श्रियाम्, श्रीणाम् |
| स० | श्रियि-याम् | „ | श्रीपु |
| सं० | हे श्रीः | श्रियौ | श्रियः |

भ्रू.

| | | | |
|---|---|---|---|
| प्र० | भ्रूः | भ्रुवौ | भ्रुवः |
| द्वि० | भ्रुवम् | „ | „ |
| तृ० | भ्रुवा | भ्रूभ्याम् | भ्रूभिः |
| च० | भ्रुवे-वै | „ | भ्रूभ्यः |
| प० | भ्रुवः-वाः | भ्रूभ्याम् | भ्रूभ्यः |
| ष० | „ | भ्रुवोः | भ्रुवाम्, भ्रूणाम् |
| स० | भ्रुवि-वाम् | „ | भ्रूपु |
| सं० | हे भ्रूः | भ्रुवौ | भ्रुवः |

૭. (અ) જ્યારે इ કે उ (હ્રસ્વ કે દીર્ઘ) કોઈ ધાતુરૂપ નામની અંતે હોય અને તેની પૂર્વે ધાતુમાં જોડાક્ષર ન હોય, તેમજ એ નામમાં ધાતુની પૂર્વે ઉપસર્ગ લાગ્યો હોય કે કોઈ નામ આવ્યું હોય, જેનો સંબંધ સમાસને છૂટો પાડતાં પ્રથમા સિવાય બીજી કોઈ પણ વિભક્તિથી થતો હોય ત્યારે તે इ કે उ ( હ્રસ્વ કે દીર્ઘ ) નો य् કે व् થાય છે. જેમકે ग्रामं नयति इति ग्रामणी. ग्रामणीः-ण्यौ-ण्यः-ण्यम्; प्रधीः-ध्यौ-ध्यः, उन्नीः-न्न्यौ-न्न्यः, ग्रामणी અને ની અન્તે હોય એવાં બીજા નામના સપ્તમીએકવચન आम् પ્રત્યય લગાડવાથી થાય છે; જેમકે ग्रामण्याम्. ग्रामणी અને सेनानी જેવાં નામો જેનો મૂળ

અર્થ પુરૂષથી થતો ધંધો બતાવે છે, તેવાં નામોનાં રૂપો સ્ત્રીલિંગ નામોના વિશેષણ તરીકે વપરાતાં હોય ત્યારે પણ પુલ્લિંગના જેવાં થાય છે. બીજાં જેનાં અન્ત્ય ई કે ऊ, य् કે व् માં ફેરવાય છે, તેવાં નામો જ્યારે સ્ત્રીલિંગમાં હોય ત્યારે તેનાં नदी કે वधू માફક રૂપાખ્યાન થાય છે. આવાં નામના પ્રથમા એક. વ. માટે ૬ઠ્ઠો નિયમ ઉપર જોવો.

प्रधी પુ.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| प्र० प्रधीः | प्रध्यौ | प्रध्यः | प० | प्रध्यः | प्रधीभ्याम् | प्रधीभ्यः |
| द्वि० प्रध्यम् | ,, | ,, | ष० | प्रध्यः | प्रध्योः | प्रध्याम् |
| तृ० प्रध्या | प्रधीभ्याम् | प्रधीभिः | स० | प्रध्यि | ,, | प्रधीषु |
| च० प्रध्ये | ,, | प्रधीभ्यः | सं० | हे प्रधीः | प्रध्यौ | प्रध्यः |

प्रधी સ્ત્રી.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| प्र० प्रधीः | प्रध्यौ | प्रध्यः | प० | प्रध्याः | प्रधीभ्याम् | प्रधीभ्यः |
| द्वि० प्रध्यम् | ,, | ,, | ष० | ,, | प्रध्योः | प्रधीनाम् |
| तृ० प्रध्या | प्रधीभ्याम् | प्रधीभिः | स० | प्रध्याम् | ,, | प्रधीषु |
| च० प्रध्यै | ,, | प्रधीभ्यः | सं० | हे प्रधि | प्रध्यौ | प्रध्यः |

पुनर्भू સ્ત્રી. એજ પ્રમાણે.

(બ) અપવાદ–सुधी અને બીજાં भू અન્ત્ય હોય એવાં નામો; જેમકે सुधीः–धियौ–धियः, स्वयंभूः–भुवौ–भुवः ઇ૦

આવાં નામો અને બીજાં ई કે ऊ નો इय् કે उव् થાય છે, તે જ્યારે સ્ત્રીલિંગ હોય ત્યારે તેનાં श्री પેઠે રૂપાખ્યાન થાય છે (પા. ૧૩૮, ૫ જુઓ).

(ક) અપવાદમાં અપવાદ—वर्षाभू અને पुनर्भू જેમકે वर्षाभ्वौ ઇ૦

सुधी પુ૦

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| प्र० सुधीः | सुधियौ | सुधियः | प० | सुधियः | सुधीभ्याम् | सुधीभ्यः |
| द्वि० सुधियम् | ,, | ,, | ष० | ,, | सुधियोः | सुधियाम् |
| तृ० सुधिया | सुधीभ्याम् | सुधीभिः | स० | सुधियि | ,, | सुधीषु |
| च० सुधिये | ,, | सुधीभ्यः | सं० | हे सुधीः | सुधियौ | सुधियः |

सुधी સ્ત્રી.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| प्र० | सुधीः | सुधियौ | सुधियः | प० | सुधियः-याः सुधीभ्याम् | सुधीभ्यः |
| द्वि० | सुधियम् | ,, | ,, | ष० | ,, सुधियोः | सुधियाम् / सुधीनाम् |
| तृ० | सुधिया | सुधीभ्याम् | सुधीभिः | स० | सुधियि-याम् ,, | सुधीषु |
| च० | सुधिये-यै | ,, | सुधीभ्यः | सं० | हे सुधीः सुधियौ | सुधियः |

सुधी ન.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| प्र० | सुधि | सुधिनी | सुधीनि | प० | सुधियः-नः सुधिभ्याम् | सुधिभ्यः |
| द्वि० | ,, | ,, | ,, | ष० | ,, सुधियोः-नोः | सुधियाम् / सुधीनाम् |
| तृ० | सुधिया-ना | सुधिभ्याम् | सुधिभिः | स० | सुधियि-नि ,, | सुधिषु |
| च० | सुधिये-ने | ,, | सुधिभ्यः | सं० | हे सुधे-धि सुधिनी | सुधीनि |

૮. गो અને द्यो માં અન્ત્ય ओ નો औ પહેલાં પાંચ રૂપોમાં થાય છે; જેમકે गौः-गावौ-गावः વિગેરે. દ્વિતીયાએકવચન गाम् અને द्याम् થાય છે, અને બહુવચન गाः અને द्याः. પંચમી અને ષષ્ઠી એકવચન गोः અને द्योः. ओ અન્તે હોય એવાં બધાં નામોનાં આ પ્રમાણે રૂપાખ્યાન થાય છે.

गो.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|---|
| प्र० | गौः | गावौ | गावः | पं० | गोः | गोभ्याम् | गोभ्यः |
| द्वि० | गाम् | ,, | गाः | ष० | ,, | गवोः | गवाम् |
| तृ० | गवा | गोभ्याम् | गोभिः | स० | गवि | गवोः | गोषु |
| च० | गवे | गोभ्याम् | गोभ्यः | सं० | हे गौः | गावौ | गावः |

૯. नौ અને ग्लौ માં કાંઈ વિશેષતા નથી.

૧૦. रै વ્યંજનથી શરૂ થતા પ્રત્યય પૂર્વે रा થાય છે. राः-रायौ વિગેરે. તૃતીયા राया-राभ्याम्-राभिः, સપ્તમી બ. વ. रासु.

૧૧. अस्थि, दधि, सक्थि, અને अक्षि; अस्थन्, दधन्, सक्थन्, અને अक्षन् હોય એમ તૃતીયા એકવચનથી આગળ સ્વરથી શરૂ થતા

પ્રત્યય પૂર્વે જાણવા, અને अन् અન્ત્ય હોય એવાં નામ પ્રમાણે તેનાં રૂપાખ્યાન કરવાં. પ્રથમા અને દ્વિતીયામાં આ નામોનાં રૂપ वारि પ્રમાણે કરવાં. પ્રથમા, દ્વિતીયા अस्थि, अस्थिनी, अस्थीनि, તૃતીયા अस्थ्ना, अस्थिभ्याम् अस्थिभिः. ઘણા ધાતુઓ પ્રત્યય સિવાય નામ તરીકે વપરાય છે.

अस्थि न.

| | | | |
|---|---|---|---|
| प्र० | अस्थि | अस्थिनी | अस्थीनि |
| द्वि० | ,, | ,, | ,, |
| तृ० | अस्थ्ना | अस्थिभ्याम् | अस्थिभिः |
| च० | अस्थ्ने | ,, | अस्थिभ्यः |
| पं० | अस्थ्नः | अस्थिभ्याम् | अस्थिभ्यः |
| ष० | ,, | अस्थ्नोः | अस्थ्नाम् |
| स० | अस्थ्नि / अस्थनि | ,, | अस्थिषु |
| सं० | हे अस्थि-स्थे | अस्थिनी | अस्थीनि |

૧૨. ધાતુના અન્ત્ય ह् ની પછી કોઈ વિશેષ વ્યંજન આવે ત્યારે તેમાં થતો ફેરફાર ૯મા અને ૧૪મા પાઠમાં બતાવ્યો છે. આથી लिह ધાતુરૂપ નામમાં स् પ્રત્યયનો લોપ થતાં ह् નો ढ् થાય છે અને તે ढ् નો પા. ૭૭, ૨ પ્રમાણે ट् કે ड् થાય છે. પા. ૬૭, ६ પ્રમાણે भ्याम् પૂર્વે તેમજ એવા બીજા પ્રત્યય પૂર્વે તેનો પા. ૬૬, ५ પ્રમાણે ड् થાય છે. પ્રથમા लिट्-ड्, लिहौ, लिहः, તૃતીયા लिहा, लिड्भ्याम्, लिड्भिः. दुह्-स् લોપાતાં અને પા. ૬૫, ૨ પ્રમાણે दुघ् થાય છે. પા. ૬૭, ७ પ્રમાણે धुघ् થાય છે, અને પા. ૬૫, ૨ પ્રમાણે धुक् કે धुग् થાય છે. भ्याम् અને એવા પ્રત્યયો પહેલાં પા. ૬૬, ५ પ્રમાણે दुघ्+भ्याम् થયું.

૧૩. વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે ૯મા પાઠમાં ૭મા નિયમનો ફેરફાર થાય છે. આ નિયમ પ્રમાણે અને પા. ૬૭, ६ પ્રમાણે धुग्भ्याम् વિગેરે થાય છે. સપ્તમીનું બહુવચન धुक्षु.

दुह्.

| | | | |
|---|---|---|---|
| प्र० द्वि० | धुक्-ग् | दुहौ | दुहः |
| तृ० | दुहा | धुग्भ्याम् | धुग्भिः |
| स० | दुहि | दुहोः | धुक्षु |
| सं० | हे धुक्-ग् | दुहौ | दुहः |

द्रुह्.

| | | | |
|---|---|---|---|
| प्र० | ध्रुक्-ग् -ट्-ड् | द्रुहौ | द्रुहः |
| तृ० | द्रुहा | ध्रुग्भ्याम् / ध्रुड्भ्याम् | ध्रुग्भिः / ध्रुड्भिः |
| स० | द्रुहि | द्रुहोः | ध्रुक्षु-ध्रुट्सु, ध्रुट्त्सु |
| सं० | हे ध्रुक्-ग्-ट्-ड् | द्रुहौ | द्रुहः |

વ્યંજન પહેલાં અનુનાસિક લેતાં નથી. નપું૰ના પ્રથમા અને દ્વિતીયાના બહુવચનમાં અનુનાસિક વિકલ્પે લે છે. નપુંસક૰ પ્રથમા અને દ્વિતીયાનું દ્વિવચન અને સ્ત્રીલિંગ ફક્ત ई ઉમેરવાથી થાય છે.

बिभ्रत् भृનું વર્તમાનકૃદંત.

बिभ्रत् પુ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ્ર૰ | बिभ्रत् | बिभ्रतौ | बिभ्रतः |
| द्वि૰ | बिभ्रतम् | „ | „ |

बिभ्रत् ન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ્ર૰ | बिभ्रत | बिभ्रती | बिभ्रति / बिभ्रन्ति |
| द्वि૰ | „ | „ | „ |

बिभ्रती એ સ્ત્રીલિંગ થયું.

૨૪. બીજા ગણમાં आ અન્તે હોય એવા ધાતુઓનાં વર્તમાનકૃદંત ૬ઠ્ઠા ગણના ધાતુઓનાં વર્તમાનકૃદંતની પેઠે સ્ત્રીલિંગના ई પૂર્વે તેમજ નપું૰ના પ્રથમા અને દ્વિતીયા દ્વિ૰ વ૰ની ई પૂર્વે અનુનાસિક વિકલ્પે લે છે. यात्–याती અથવા यान्ती નપું૰. પ્રથમા અને દ્વિતીયા દ્વિવચન, અને સ્ત્રીલિંગ.

૨૫. पुंस्‌ના પ્રથમ પાંચ રૂપો पुमान्–मांसौ–मांसः; मांसम्–मांसौ. સંબોધન એકવચન पुमन्. અન્ત્ય स् વ્યંજનથી શરૂ થતા પ્રત્યય પૂર્વે લોપાય છે.

૨૬. गिर् અને र् અન્તે હોય એવાં નામો पुर्, धुर् ઇ૰ અને आशिस् વ્યંજનથી શરૂ થતા પ્રત્યયની પૂર્વે અથવા તેની પછી કંઈ આવ્યું ન હોય ત્યારે ઉપાન્ત્ય લંબાવે છે. आशिस्‌માં स्‌નો ष् સામાન્ય સ્થિતિ પ્રમાણે થાય છે. સપ્તમી બ૰ વ૰ને નીચેનો નિયમ લાગુ પડે છે.

**૧. પહેલી ચોપડીમાં બતાવેલો स् નો ष् થવાનો ફેરફાર અનુનાસિક, વિસર્ગ, અથવા श्, स्, કે ष्, ઉપાન્ત્યસ્વર અને स् ની વચ્ચે હોય તોપણ ચાલુ રહે છે.**

आशीःषु કે आशीष्षु.

**गिर्.**

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ્ર० | गीः | गिरौ | गिरः |
| દ્વિ० | गिरम् | ,, | ,, |
| તૃ० | गिरा | गीर्भ्याम् | गीर्भिः |

**आशिस्.**

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ્ર० | आशीः | आशिषौ | आशिषः |
| દ્વિ० | आशिषम् | ,, | ,, |
| તૃ० | आशिषा | आशीर्भ्याम् | आशीर्भिः |

૨૭. अप् બહુવચનમાંજ રૂપાખ્યાન લે છે. પ્રથમા आपः, अप्ના પ્નો भ्થી શરૂ થતા પ્રત્યય પૂર્વે द् થાય છે; अद्भिः તૃતીયા.

૨૮. પ્રથમા અને દ્વિતીયા એકવચનના પ્રત્યય પૂર્વે अहन्ના न्નો र् થાય છે. [પ્રથમા, દ્વિતીયા अहः अह्नी-अहनी, अहानि; તૃતીયા अह्ना अहोभ्याम् अहोभिः ઇ० ] अहर्भाति અહિં अहर् પ્રથમા એકવચન છે.

૨૯. पूर्व, पर, अवर, दक्षिण, उत्तर, अपर, अधर, અને स्व જ્યારે આ શબ્દો સ્થળનો, કાળનો અથવા પુરૂષનો સંબંધ બતાવે અને अन्तर જ્યારે અંદરનું કે નીચલું લુગડું એવા અર્થમાં વપરાય ત્યારે સર્વનામ તરીકે રૂપાખ્યાન લે છે. પ્રથમા બહુ०, પંચમી અને સપ્તમી એક. વ.માં તેઓ વિકલ્પે એ પ્રમાણે રૂપાખ્યાન લે છે; पूर्वे-पूर्वाः, पूर्वात्-पूर्वस्मात्, पूर्वे-पूर्वस्मिन्.

૩૦. નીચેના દશ શબ્દો સર્વનામ છે, અને તે પ્રમાણે રૂપાખ્યાન લે છે; પણ પ્રથમા ને દ્વિતીયા એકવચન નપુંસકમાં त् કે द् લગાડવાથી થાય છે:—अन्य, अन्यतर, कतर, कतम, यतर, यतम, ततर, ततम, एकतम, इतर; જેમકે अन्यत्-द्, कतरत्-द्.

૩૧. चरम, अल्प, अर्ध, कतिपय અને नेमनું પુ. પ્ર. બ. વ. સર્વનામના જેવું વિકલ્પે થાય છે. नेम સર્વનામ છે.

૩૨. पपी, ययी, અને બીજા ई દીર્ઘ અન્તે હોય એવા પુલ્લિંગ નામોનું દ્વિ. એ. વ. અને બ. વ. અનુક્રમે म् અને न् લગાડવાથી થાય છે.

૩૩. क्रोष्टु શબ્દના क्रोष्टृ હોય એમ રૂપાખ્યાન થાય છે. પ્રથમ પાંચમાં ખાસ क्रोष्टृ તરીકેજ થાય છે; પણ તૃતીયા એકવચનથી, આગળ વિભક્તિમાં સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે વિકલ્પે થાય છે. ષષ્ઠી બહુવચનમાં આ નિયમ લાગુ નથી, એમાં क्रोष्टूनाम् એવું રૂપ થાય છે. સં. એ. વ. क्रोष्टो થાય છે. બીજી રીતે પુલ્લિંગ उકારાન્ત નામો પ્રમાણે क्रोष्टुના રૂપો થાય છે.

૩૪. जरा અને निर्जर સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે વિકલ્પે जरस અને निर्जरस्ના રૂપો લે છે, નહિ તો जरा ના आ અન્ત્ય સ્ત્રીલિંગ પ્રમાણે રૂપાખ્યાન થાય છે. निर्जरના अકારાન્ત નામના જેવાં રૂપ થાય છે, जरा, जरसौ–जरे ઈ.

૩૫. अर्वन् वत् અન્તે હોય એવા નામો પેઠે રૂપો લે છે. પ્ર. ને સં. એકવચનમાં એમ થતું નથી. જ્યારે નકાર દર્શક अन् શબ્દ પૂર્વે લગાડાય છે ત્યારે તેના आत्मन् પેઠે રૂપો થાય છે.

૩૬. उशनस्, अस् અન્તે હોય એવા નામોથી પ્ર. એ. માં જુદો પડે છે. પ્રથમા એ. વ. उशना છે; અને સંબોધન વિકલ્પે उशनन्, उशन, કે उशनः છે.

૩૭. દ્વિતીયા બહુવચનથી આગળ સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે કેટલાક શબ્દોમાં અન્ત્ય वाह् નો ऊह् થાય છે. આ ऊ નો પૂર્વના आ કે अ સાથે મળતાં औ થાય છે; જેમકે विश्वौहः દ્વિ. બ. વ. विश्ववाह्નું. ह् નો ढ् થાય છે; જેમકે लिह् માં થાય છે તેમ અને તેથી विश्ववाट्–ड् પ્ર. એ. વ. થાય છે, विश्ववाड्भ्याम् તૃ. દ્વિ. વ. ઈ.

૩૮. तुरासाह् માંના स् નો વ્યંજનથી શરૂ થતા પ્રત્યય પૂર્વે ष् થાય છે–तुरापाट्–ड्.

૩૯. दोषन् પુ. ન., असन् ન., दत् પુ., पद् પુ., नस् સ્ત્રી., मास् પુ., हृद् ન૦, मांस् ન૦, पृत् સ્ત્રી., स्नु પુ. ન., शकन् ન૦, उदन् ન૦, आसन् ન૦, निश् સ્ત્રી. પ્રથમામાં ને દ્વિ. એક વ. ને દ્વિવચનમાં રૂપોજ નથી. બાકીનાં સામાન્ય નિયમાનુસાર રૂપાખ્યાન થાય છે. मास् અને मांस् નો स् વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે લોપાય છે. मास्માં स् નો सु પૂર્વે લોપ થતો નથી.

---

यदा महान्वैयाकरणः पाणिनिः समजायत तदा व्याकरणविषये प्राचां कानिचिन्मतानि प्रतीचां मतेभ्यो भिन्नान्यासन्।

पूर्वेषां संप्रदायमनुसृत्य ग्रन्थारम्भे देवतां स्तौमि।

विधवायाः पुनरुद्वाहः सशास्त्र इत्येके* शास्त्रविरुद्ध इत्यन्ये कलौ प्रतिषिद्ध इत्यपरे वदन्ति।

विवाहविधावर्यमणं पूषणं चाधिकृत्य मन्त्रान्पठन्ति।

अपराधं विना पत्युर्नारी तस्मै प्रकुप्यति।

प्रजापीडनजो वह्नी राज्ञः श्रियं कुलं प्राणांश्च दहति।

यस्मिञ्शकटे सोमो† राजानीयते तस्य धुर्यन्यतरोऽनड्वान्युक्तः स्यादन्यतरो विमुक्तोऽथ राजानमुपावहरेयुः।

* ૧૭મા પાઠની ૪થી કલમ જુઓ.

† પવિત્ર સોમવલ્લીને ઘણીવાર राजा ના નામથી વર્ણવી છે, उपावहरेयुः નો કર્તા ऋत्विजः અધ્યાહાર છે.

यूनां बुद्धिः शास्त्रैः संस्क्रियते।

पत्या परित्यक्ता विधवा वा यान्यं पतिं विन्दते सा पुनर्भूर्भवति।

दिवि यथा संख्यातीतास्तारकास्तथैव दाशरथौ रामे गुणाः।

तस्याश्चार्वङ्ग्याः स्त्रिया लावण्यं पश्यन्तो जना अक्ष्णां फलं प्रापुः।

इन्द्रियं वा एतदस्मिँल्लोके यद्दधि। यद्दध्नाभिषिञ्चतीन्द्रियमेवा‡स्मिंस्तद्§दधाति।

मधुराभिर्गीर्भिः साधुं सान्त्वयामास गोविन्दः। स साधुश्च तमाशीभिरनुगृह्येष्टं प्रदेशं जगाम।

+अस्ना रक्षः संसृजतात्।

एकः शब्दः सम्यग्ज्ञातः सम्यक्प्रयुक्तश्च स्वर्गे लोके कामधुग्भवतीति वैयाकरणानां मतम्।

पुण्येऽहनि पुरोधास्तं राज्येऽभिषिषेच मन्त्रं चेमं पपाठ।

याभिरिन्द्रमभ्यषिञ्चत्प्रजापतिः सोमं राजानं वरुणं यमं मनुं ताभिरद्भिरभिषिञ्चामि त्वामहं राज्ञां त्वमधिराजो भवेह।

देवासुरा वा एषु लोकेषु संयेतिरे। त एतस्यां प्राच्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन्। ते दक्षिणस्यां दिशि

---

‡ જે પુરૂષ ઉપર પાણી અથવા દહિં છાંટવામાં આવે છે તે પુરૂષને લાગુ પડે છે.

§ તદ્નો અર્થ 'તેટલા માટે' જેવો થાય છે.

+ જ્યારે યજ્ઞમાં પશુને મારી નાંખે છે ત્યારે તેનું લોહી રાક્ષસોને આપી દે છે. તાત્ એ પ્રત્યય આજ્ઞાર્થના ૨ જા અને ત્રીજા પુરૂષના એ. વ. ના રૂપ બનાવવામાં વિકલ્પે વપરાય છે. એ અવિકારક પ્રત્યય છે.

येतिरे तांस्ततोऽसुरा अजयन्। ते प्रतीच्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन्। त उदीच्यां दिशि येतिरे तांस्ततोऽसुरा अजयन्।

आदित्यचन्द्रावनिलोऽनलश्च
द्यौर्भूमिरापो हृदयं यमश्च।
अहश्च रात्रिश्च उभे च संध्ये
धर्मोऽपि जानाति नरस्य वृत्तम्॥

अवश्यं नश्वरे देहे दुर्दमे च यमे द्विषि।
हास्यं नास्याद्विनिर्याति यत्पुंसामिदमद्भुतम्॥
सत्यं संसृतिगर्तेयं दुःखैः पूर्णा निरन्तरम्॥
यतस्तद्व्यतिरेकेण नान्यत्किंचिदिहाप्यते॥
अनित्ये प्रियसंवासे संसारे चक्रवद्गतौ।
पथि संगतमेवैतद्भ्राता माता पिता सखा॥
हृदि विद्ध इवात्यर्थं यया संतप्यते जनः।
पीडितोऽपि हि मेधावी न तां वाचमुदीरयेत्॥
तस्य पृथ्वी प्रसूतेऽर्थं धर्ममर्थः प्रसूयते।
प्रसौति विजयं धर्मः स च प्रसवति श्रियम्॥
गर्हते न तथा श्वानं चाण्डालं च न गर्हति।
गर्हयत्याहवे भग्नं यथासौ क्षत्रियं नरम्॥
हते भर्तरि वैक्लव्यात्क्रिन्दन्ति तदरिस्त्रियः।
अजस्रैरश्रुभिस्तासां क्लिद्यन्ति नयनानि च॥
ददात्यसौ धनं भूरि ब्राह्मणेभ्यो दिने दिने।
ददते ब्राह्मणास्तस्मै संतुष्टा नित्यमाशिषः॥
असौ स्वप्नायमानोऽपि कत्थते नात्मनो गुणान्।
कथयन्ति जना एव तस्य तानद्भुतान् भुवि॥

वृश्चिकानां भुजङ्गानां दुर्जनानां च वेधसा।
विभज्य नियतं न्यस्तं विषं पुच्छे मुखे हृदि॥

चन्दनैश्चर्चितेव द्यौर्दिशः काशैरिव श्रिताः।
क्षीरेण क्षालितेवोर्वी शर्वरीशे विराजति॥

यथामिषं जले मत्स्यैर्भक्ष्यते श्वापदैर्भुवि।
आकाशे पक्षिभिश्चैव तथा सर्वत्र वित्तवान्॥

नक्रः स्वस्थानमासाद्य गजेन्द्रमपि कर्षति।
स एव प्रच्युतः स्थानाच्छुनापि परिभूयते॥

बुद्धिमान्पुरुषो जह्याच्छिन्नां नावमिवाम्भसि।
अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम्॥

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं
सत्संगतिः कथय किं न करोति पुंसाम्॥

मानुषाणां* प्रमाणं स्याद्भुक्तिर्वै दशवार्षिकी।
विहंगानां तिरश्चां च यावदेव समाश्रयः॥

कृष्णसारे ददच्चक्षुस्त्वयि चाधिज्यकार्मुके।
मृगानुसारिणं साक्षात्पश्यामीव पिनाकिनम्†॥

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति॥

---

* માણસને અને પશુને માલકીનો હક થવાને કેટલા વરસનો કબજો જોઈએ તે આ શ્લોકમાં લખેલું છે.

† જ્યારે દુષ્યન્ત રાજા હરણ પાછળ દોડતો હતો ત્યારે તેને આ શ્લોક તેના સારથિએ કહ્યો છે.

## ગુજરાતી વાક્યો.

૧. જ્યારે ભરતનો રાજ્યાભિષેક થયો ત્યારે તેણે બ્રાહ્મણોને સો સો ગાયો આપી. દીર્ઘતમસે તેને તે આપતાં ( ददत् ) દીઠો.

૨. ઉત્તર ( उदच् ) ના લોકોએ ગુલામગિરિને અમાનુષિક ગણી અને દક્ષિણ પ્રાન્તના ( अवाच् ) લોકોની સાથે તેને મૂળમાંથી કાઢી નાંખવા લડ્યા.

૩. ઉશનસ્ ( उशनस् ) અસુર લોકોનો અને બૃહસ્પતિ સુરલોકોનો ગુરૂ હતો. રાજનીતિનાં કેટલાંક પુસ્તકો મળે છે તેના તેઓ પ્રખ્યાત લેખકો ગણાય છે.

૪. તેમણે ટેકરી ખોદવી શરૂ કરી અને તે કામ ઘણા દિવસે ( अहन् તૃ. ) પૂરૂં કર્યું.

૫. ગામના પટેલને ( ग्रामणी ) સેનાપતિએ પૂછ્યું કે તું મારા લશ્કરને દાણા આપીશ ?

૬. ચિત્રકૂટ પાસે જે ઝુંપડું છે, તે ત્યાં બાજુમાં રહેતા જોગીઓએ ( परिव्राज् ) બાંધ્યું છે.

૭ સ્ત્રીઓ ( स्त्री ) છોકરાં ઉછેરશે અને પુરૂષો ( पुंस् ) મહેનત મજુરીથી પૈસા ભેગા કરશે.

૮. ઇન્દ્રથી ( वृत्रहन् કે मघवन् ) દિલીપનો ઘોડો એક વખત હરણ કરાયો હતો.

૯. પ્રારંભે પાણી ( अप् ) જ હતું. આ પાણી પર સ્વયંભૂ ( स्वयंभू ) બ્રહ્મા દેખાયા અને તે સ્વયભૂથી આ સર્વ વસ્તુઓ રચાઈ.

૧૦. તે આંખે ( अक्षि ) કાણો છે.

૧૧. કુંદલતાના ફુલોમાંનું મધ મધમાખોથી પીવાયું ( मधुलिह् ).

૧૨. હાથીનાં હાડકાંની ( अस्थि ) મૂર્તિઓ બનાવાય છે.

૧૩. સત્ય માર્ગે ( पथिन् ) ચાલનારની ચઢતી થાય છે.

૧૪. ગ્રીસમાં બે ટેકરીઓ છે તે કુતરાનાં ( श्वन् ) માથાં કહેવાય છે.

૧૫. ગરીબોને પૈસા આપવાને તારા ધણીથી ( पति ) તને હુકમ કરાયો છે.

૧૬. તેનો ગોઠીયો ( सखि ) કાશી ગએલો હોવાથી તે અહીં એકલો રહે છે.

૧૭. ઝંદ ભાષાના ધર્મ પુસ્તકોમાં અર્યમનનું નામ છે.

૧૮. આ પુસ્તકોમાંનું ગમે તે એક ( एकतम ) મને આપો.

૧૯. વેદ બોલતા બ્રાહ્મણો વરસાદમાં ડે ડેં કરતાં દેડકાં ( वर्षाभू ) જેવા છે.

---

## શબ્દકોષ ૧૬.

अक्षि ન. આંખ.

अजस्र પુ. સ્ત્રી. ન. હંમેશનું, નિરન્તરનું.

अत्यर्थम् ક્રિ. વિ. ઘણુંજ, અતિશે.

अद्भुत પુ. સ્ત્રી. ન. આશ્ચર્યકારક.

अधर સર્વ. પુ. સ્ત્રી. ન. નીચલું, નીચેનું.

अधर्म પુ. દુષ્ટકામ.

अनडुह् પુ. બળદ.

अनल પુ. અગ્નિ.

अनिल પુ. વાયુ.

अप् સ્ત્રી. પાણી (બ. વ. માંજ વપરાય છે).

अपर સર્વ. પુ. સ્ત્રી. ન. બીજું, અન્ય, ઈતર.

अप्रवक्तृ પુ. જે બોલતો અથવા શિખવતો નથી.

अर्यमन् પુ. દેવ, દેવલોકગત પૂર્વજ.

अर्वन् પુ. ઘોડો.

अवर સર્વ. પુ. સ્ત્રી. ન. પાછલું, પછીનું, ઉતરતું.

अवश्यम् ક્રિ. વિ. નક્કી, નિશ્ચે.

अवाच् પુ. સ્ત્રી. ન. દક્ષિણનું.

असन् ન. લોહી.

असृज् ન. લોહી.

अहन् ન. દિવસ.

आमिष પુ. ન. માંસ.

आशिस् સ્ત્રી. આશીર્વાદ.

आसन् ન. મોહોડું, મુખ.

आस्य ન. મુખ.

आहव પુ. લડાઈ.

इन्द्रिय ન. જોર ( અંગનું ).

इर् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. उद् જોડે, બોલવું.

उत्तर સર્વ. પુ૦ સ્ત્રી. ન. ઉપરનું, પછીનું.

उदच् પુ. સ્ત્રી. ન. ઉત્તર દિશાનું.

उदन् ન. પાણી.

उन्नति સ્ત્રી. ઉચ્ચપણ, મહાત્મતા

उर्वी સ્ત્રી. પૃથ્વી.

उशनस् પુ. અસુરોના ગુરૂનું નામ છે.

ऋभुक्षिन् પુ. ઈન્દ્રનું નામ છે.

कपाल પુ. ન માથું, ખોપરી.

कामदुह् પુ. સ્ત્રી. ન. ગમે તે ઈચ્છા પુરી પાડનાર.

कार्मुक ન. કામઠું; अधिज्य જોડે, પુ. સ્ત્રી. ન. જેનું કામઠું ખેચેલું હોય તે.

काश પુ. ન. એક જાતનું ધોળું ફુલ.

कुल ન કુટુંબ.

कृ अप+आ જોડે, ખસેડવું, દૂર કરવું, अधि+कृ તાકવું; अधिकृत्य તાકીને એટલે લાગુ પાડીને, ઉદ્દેશીને.

कृष्णसार પુ. હરણ.

क्लिद् ૪ ગ. પરસ્મૈ૦ ભીના થવું.

क्लिन्द् ૧ ગ. પરસ્મૈ૦ શોક કરવો.

क्षीर ન. દુધ.

गर्ह् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. કોઈને વિષે હલકો વિચાર બાંધવો, ધિક્કારવું, નિન્દા કરવી.

गिर् સ્ત્રી. વાણી.

गृह् ૧ ગ. આત્મને૦ કોઈને વિષે હલકો વિચાર બાંધવો, ધિક્કારવું.

गो પુ. આખલો, સ્ત્રી. ગાય, વાણી, પૃથ્વી.

ग्रामणी પુ. ગામનો મુખી.

ग्लौ પુ. ચન્દ્ર.

चक्रवद्गति પુ. સ્ત્રી. ન. ( चक्रवत् પૈંડાની પેઠે ) ચક્રના જેવી જેની ગતિ છે તે, હંમેશ ફરતું.

चन्दन ન. ચન્દનનું લાકડું.

चरित चर् નો કર્મણિ. ભૂ. કૃ. કીધેલું, આચરેલું.

चर्चित चर्च् નો કર્મણિ ભૂ. કૃ. લેપ કીધેલું.

चाण्डाल પુ. ચાણ્ડાળ, ભંગિયો.

चार्वङ्गी સ્ત્રી. સુંદર સ્ત્રી, અલબેલી, છેલછબીલી.

चेतस् ન. હઈયું, બુદ્ધિ.

जन् सम् જોડે, જન્મવું, થઈ જવું.

जाड्य ન. સુસ્તિ જડતા.

तदरिस्त्री સ્ત્રી. તેના દુશ્મનની સ્ત્રી.

तद्व्यतिरेक પુ. (व्यतिरेक પુ. બાતલ મૂકવું તે) તેને બાતલ મૂકવું તે, તેની ગેરહાજરી.

तन्त्री સ્ત્રી. વીણા, સારંગી.
तप् ૪ ગ. આત્મને૦ सम् જોડે, દુઃખ પામવું, ઈજા થવી.
तरी સ્ત્રી. મછવો, હોડી.
तादृश् પુ. સ્ત્રી. ન. તેના જેવું, તત્સદૃશ.
तिर्यच् પુ. પશુ, હેવાન, પુ. સ્ત્રી. ન. આડું, ત્રાંસું.
तुरासाह् પુ. ઈન્દ્રનું નામ છે.
त्विप् સ્ત્રી. તેજ, ચળકાટ.
दत् પુ. દાંત.
ददत् दा 'આપવું'નો વર્તમાન કૃદન્ત.
दक्षिण સર્વ. પુ. સ્ત્રી. ન. દક્ષિણ દિશાનું.
दधि ન. દહીં.
दाशरथि પુ. દશરથનો પુત્ર.
दिव् સ્ત્રી. દિવસ, સ્વર્ગ.
दिश् સ્ત્રી. દિશા.
दुर्दम પુ. સ્ત્રી. ન. મુશ્કેલીથી વશ થાય એવું.
दृश् સ્ત્રી. નજર, આંખ.
देवेज् પુ. સ્ત્રી. ન. દેહનો પૂજનાર.
दोषन् પુ. ન. હાથ.
द्यो સ્ત્રી. સ્વર્ગ
धी સ્ત્રી. બુદ્ધિ.
धुर् સ્ત્રી. ઝુસરી, જોતર.
नक्र પુ. મગર.
नश्वर પુ. સ્ત્રી. ન. નાશવન્ત.
नस् સ્ત્રી. નાક.
नियतम् ક્રિ. વિ. નક્કી.
निरन्तरम् ક્રિ. વિ. અવકાશ વગર, છેક પાસે પાસે.
निर्जर પુ. દેવ.
निर्दय પુ. સ્ત્રી. ન. ક્રૂર, દયારહિત.
निश् સ્ત્રી. રાત્રી.
पठ् ૧ ગ. પરસ્મૈ૦ ભણવું, વાંચવું.
पति પુ. શેઠ, વર, ધણી.
पथिन् પુ. માર્ગ, રસ્તો.
पद् પુ. પગ.
पपी પુ. સૂર્ય, રક્ષણ કરનાર, પાળનાર, પાલક.
पर સર્વ. પુ. સ્ત્રી. ન. બીજું, અન્ય, ઈતર.
परित्यक्त परि+त्यज् નો કર્મણિ ભૂ. કૃ. તજાયલું.
परिव्राज् પુ. જોગી.
पिनाकिन् પુ. શિવનું નામ છે.
पुंस् પુ. માણસ, પુરૂષ.
पुनर्भू સ્ત્રી. ફરીથી પરણેલી વિધવા.
पुर् સ્ત્રી. પુરી.
पुरोधस् પુ. ઘરનો ગોર.
पूर्ण पॄનો કર્મણિ ભૂ. કૃ. ભરાયલું, ભરેલું.
पूर्व સર્વ. પુ. સ્ત્રી. ન. અગાઉનું, પૂર્વ દિશાનું.

संपाद्य चन्द्रापीडमूर्तौ मूर्तिमतीव शोकवृत्तिरार्तरूपा रूपान्तरमिव तत्क्षणेनैवोपगता गतजीवितेव शून्यमुखी मुखावलोकिनी चन्द्रापीडस्य पीडोत्पीडितहृदयापि रक्षन्ती बाष्पमोक्षमुद्दामवृत्तेः शोकादपि मरणादपि च कष्टतमामवस्थामनुभवन्ती तथैवाङ्के समारोपितचन्द्रापीडचरणद्वया दूरागमनखिन्नेनापि बुभुक्षितेनाप्यप्रतिपन्नस्नानपानभोजनेन मुक्तात्मना राजपुत्रलोकेन स्वपरिजनेन च सह निराहारा कादम्बरी तं दिवसमनयत् ।

सज्जन्ति कुञ्जरघटाः खलु तत्प्रयाणे
तं संततं युधि परिष्वजते जयश्रीः ।
चेतः समासजति तस्य गुणानुरागा-
द्विद्याविशुद्धहृदये विदुषां समूहे ॥

यं न स्पृशन्त्येनमचिन्त्यतत्त्वं दुरन्तधामानमनन्तरूपम् ।
मनोवचोवृत्तय आत्मभाजां स एव पूज्यः परमः शिवो नः ॥

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

दंष्ट्राभङ्गं मृगाणामधिपतय इव व्यक्तमानावलेपाः ।
नाज्ञाभङ्गं सहन्ते नृवर नृपतयस्त्वादृशाः सार्वभौमाः ॥

---

## ગુજરાતી વાકયો.

૧. બે પાંચ છ માણસ, પંચાવન કરતાં વધારે ગાયો અને લગભગ સાઠ કુતરાઓ રસ્તાપર જોયા.

૨. આ અંગ દેશનો રાજા છે, જેનો પ્રેમ સ્વર્ગની અપ્સરાઓ ઇચ્છે છે.

૩. શ્રી અને સરસ્વતી દેવીઓ, જેઓનાં રહેઠાણ સ્વાભાવિક રીતે જુદાં છે, તેઓ તેનામાં એકઠાં રહે છે.

૪. જે રાજાએ મહાશ્વેતાનું વૃત્તાન્ત સાંભળ્યું તે દુઃખનો માર્યો શબ્દ પણ કહી શક્યો નહિ.

૫. જેનું તેજ અગાધ છે અને જેણે પ્રજાને સંતોષી મોટી કીર્તિ મેળવી છે તે આ પરંતપ નામે રાજા છે.

૬. મારી શક્તિ પ્રમાણે ન્યાયના તત્ત્વો હવે સમજાવું છું.

૭. તીડો અગ્નિ તરફ ઉડે છે.

૮. દરેક પર્વત પર રઘુએ કીર્તિ સ્થંભ ઉભો કર્યો.

૯. ગોદાવરીના કિનારા પર જનસ્થાન આવેલું છે.

૧૦. ધણીને ઘેર છોકરીને મોકલીને જાણે કે મેં કોઈની આપેલી થાપણ પાછી સોંપી હોય તેમ હું સુખી છું.

૧૧. લાંબા હાથવાળો, પહોળી છાતીવાળો અને નાજુક કમ્મરવાળો આ અવન્તિનો રાજા છે.

૧૨. કમળ જેવી આંખોવાળી જેનાં અંગો નાજુક હતાં તેણે તેને માટે પ્રીતિ રાખી નહિ.

૧૩. કડાંથી શોભાયમાન હાથવાળો મહેન્દ્ર પર્વતની શક્તિવાળો અને જેણે પોતાની શક્તિથી શત્રુઓનો નાશ કર્યો હતો, તે હેમાંગદ કલિંગનો રાજા જે જગ્યાએ બેઠો હતો, ત્યાં તે જ્યારે પહોંચી ત્યારે સુનન્દાએ તે ચન્દ્રમુખી સુંદરીને કહ્યું.

---

## શબ્દકોષ ૨૦.

अक्षमाला સ્ત્રી. (अक्ष પુ. એક છોડનું અને તેના મૂળનું નામ છે, અને माला સ્ત્રી. કંઠી, માળા) રૂદ્રાક્ષની માળા.

अङ्क પુ. ખોળો.

अचिन्त्य પુ. સ્ત્રી. ન. અવિચાર્ય, ન ધારી શકાય એવું.

अधिज्यधन्वन् પુ. જેનું ધનુષ ખેંચેલું હોય તે.

अनुराग પુ. પ્રીતિ.

अनुलेपन ન. મલમ, અંગને લગાડવાનો સુગન્ધિ પદાર્થ.
अपचिति સ્ત્રી. પૂજા.
अर्थ પુ. ઇચ્છેલી વસ્તુ.
अवलेप પુ. ગર્વ.
अश्वमेध પુ. એક પ્રકારનો યજ્ઞ (એમાં અશ્વનું બળિદાન થાય છે).
असु પુ. જીવ, પ્રાણ (આ અર્થમાં તે હંમેશાં બહુવચનમાં વપરાય છે કેમકે પ્રાણ પાંચ છે).
आ મર્યાદા બતાવનારૂં અવ્યય, અવધિદર્શક અવ્યય.
आत्मभाज् પુ. જેને આત્મા છે તે, માણસ.
आनीत આ+નીનો કર્મણિ ભૂ. કૃ., આણેલું.
आयुस् ન. જીંદગી.
आर्त પુ. સ્ત્રી. ન. દુઃખિત, પીડિત.
आशीविष પુ. સર્પ.
आसाद्य પુ. સ્ત્રી. ન. મેળવાય તેવું.
उत्पन्न પુ. સ્ત્રી. ન. જન્મેલું, ઉપજેલું.
उदार પુ. સ્ત્રી. ન. ઉમદા, મોટા મનવાળું, ઉદાર.
उद्दामवृत्ति પુ. સ્ત્રી. ન. ઉદ્ધત સ્વભાવવાળું, અમર્યાદ.
उद्धत પુ. સ્ત્રી. ન. ગર્વિષ્ઠ.
उपजनित ઉપ+જન્નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ., ઉપજાવેલું.
उपभोग પુ. ભોગવવું તે.
उलूपी સ્ત્રી. એક નાગકન્યાનું નામ છે (એ થોડા દિવસ અર્જુનની ભાર્યા હતી).
कन्यका સ્ત્રી. દીકરી.
कादम्बरी સ્ત્રી. એક તરૂણ સ્ત્રીનું નામ છે.
कुटुम्बक ન. કુટુંબ.
कुमारक પુ. જુવાન છોકરો, કુંવર, કુમાર.
कृतिन् પુ. સ્ત્રી. ન. જેની ઇચ્છા સંપૂર્ણ થઈ છે તે, કૃતકૃત્ય, સુંદર.
गतजीवित પુ. સ્ત્રી. ન. મૂએલું.
चिरप्रवृत्त પુ. સ્ત્રી. ન. લાંબા વખતથી ચાલતું.
जप् ૧ ગ. પરસ્મૈ૦ ધીમે ધીમે જપવું
तनय પુ. દીકરો.
त्र्यम्बक પુ. રૂદ્રનું નામ, શિવ.
दंष्ट्रा સ્ત્રી. દાઢ, અણિદાર દાંત.
दुरन्त પુ. સ્ત્રી. ન. જેને છેડે પહોંચવું કઠણ છે એવું, અમર્યાદ.
देवता સ્ત્રી. દેવતા.
धामन् ન. તેજ.
धूप પુ. ધૂપ.
?हार પુ. સ્ત્રી. ન. ભૂખ્યું, પવાસી.

निसर्ग પુ. સ્વભાવ, પ્રકૃતિ.
परिक्षित् પુ. અભિમન્યુનો પુત્ર અને અર્જુનનો પૌત્ર.
परिजन પુ. સેવક, નોકર.
परिप्लुष्ट परि+प्लुष्‌નો ભૂ. કૃ., બાળી નાખેલું.
प्रचार પુ. ફેલાવો.
प्रमति પુ. માણસનું નામ છે.
प्रमद्वरा સ્ત્રી. સ્ત્રીનું નામ છે.
प्रयाण ન. જવું તે, કુચ.
प्रापितवत् प्र+आप्‌નો પ્રેરક કર્તરિ ભૂ. કૃ. પમાડનાર, આપનાર.
वाष्प પુ. ન. આંસુ.
बुभुक्षित પુ. સ્ત્રી. ન. ભુખ્યું.
भार्गव પુ. ઋષિનું નામ છે.
मान પુ. આબરૂ, માન.
मेनका સ્ત્રી. અપ્સરાનું નામ છે.
यथाविधि ક્રિ. વિ. વિધિ પ્રમાણે.
यावत् ક્રિ. વિ. જ્યાં સુધી.
युध् સ્ત્રી. લડાઈ.
योजितवत् युज्‌નો પ્રેરક કર્તરિ ભૂ. કૃ. જોડનાર.
रुरु પુ. માણસનું નામ છે.
लोक् ૧ ગ. આત્મને૦ અને ૧૦ ગ. अव જોડે; જોવું, અવલોકન કરવું.
विलुप्त वि+लुप्‌નો ભૂ. કૃ. નાશ કરેલું.
विश्वावसु પુ. ગન્ધર્વનું નામ છે.
व्यक्त वि+अञ्ज्‌નો કર્મણિ ભૂ. કૃ., ખુલ્લું, સ્પષ્ટ.
शून्यमुखी સ્ત્રી. સુના મ્હોંવાળી, ફીકા મુખવાળી, ઝંખવાણી પડેલી.
समागम પુ. સોબત, મેળાપ.
समारोपित सम्+आ+रुह्‌નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ., મૂકાયલું.
सज् सम+आ જોડે, પ્રીતિ કરવી, અનુરક્ત થવું, લાગવું.
सस्ज् ૬ ગ. પરસ્મૈ૦ તૈયાર થવું.
सार પુ. શક્તિ, તાત્પર્ય.
सार्वभौम પુ. સ્ત્રી. ન. ચક્રવર્તી.
सुरभि પુ. સ્ત્રી. ન. સુગન્ધ, સુવાસવાળું.
सोच्छ्वास પુ. સ્ત્રી. ન. શ્વાસવાળું, જીવતું.
स्थूलकेश પુ. ઋષિનું નામ છે.

---

અગાધ अगाध પુ. સ્ત્રી. ન.
કમ્મર मध्य ન.
છાતી वक्षस् ન.
જૂદું भिन्न भिद्‌નું કર્મણિ ભૂ. કૃ.
તરફ अभि (ઉપસર્ગ).
તીડ शलभ પુ.
તેજ सत्त्व ન.
થાપણ न्यास પુ., निक्षेप પુ.
દરેક प्रति (ઉપસર્ગ).
દેવકુમારી अप्सरस् સ્ત્રી., सुराङ्गना સ્ત્રી.

પરંતપ (રાજાનું નામ છે) परंतप પુ.
પાછું આપેલું प्रत्यर्पित प्रति+ऋनो પ્રેરક કર્મણિ ભૂ. કૃ.
પહોળું विशाल પુ. સ્ત્રી. ન.
પ્રકૃતિ निसर्ग પુ. प्रकृति સ્ત્રી. स्वभाव પુ.
પ્રીતિ प्रीति સ્ત્રી., अनुराग પુ.
બાંધવું वन्ध् ૯ ગ.
માગેલું प्रार्थित प्र+अर्थ्નો કર્મણિ ભૂ. કૃ.
માર્યું (પીડાયલું) अभिभूत अभि+भू નો કર્મણિ ભૂ. કૃ., पर्याकुल પુ. સ્ત્રી. ન., आकुल પુ. સ્ત્રી. ન.
રહેઠાણ आस्पद ન., आवास પુ.
રીઝવવું તે (રાજાએ પ્રજાને) अनुरञ्जन ન.
શક્તિ, શૂરપણ प्रताप પુ. पराक्रम પુ.
હાથનું ઘરેણું, કડું. अङ्गद પુ.
હેમાગંદ (રાજાનું નામ છે) हेमाङ्गद પુ.

---

# પાઠ ૨૧મો.

## પ્રેરકભેદ.

૧. કોઈ પણ ધાતુનું પ્રેરકરૂપ अय લગાડી દશમા ગણના अय પહેલાં કરવામાં આવતા સ્વરમાં ફેરફારો કરવાથી થાય છે; करोति 'તે કરે છે,' कारयति 'તે કરાવે છે.'

૨. પ્રેરકરૂપ ઉભયપદી છે.

૩. अम् અન્તે હોય એવા ધાતુઓ (कम्, अम् અને चम् સિવાયના) અને जन्, जॄ (૪થો ગણ), दल्, वल्, त्रप्, वन्, ज्वल् અને બીજા કેટલાક બહુ અગત્યના નહિ એવા ધાતુઓમાં સ્વરની વૃદ્ધિ થતી નથી. આ ધાતુઓમાંના वम्, नम्, वन् અને ज्वल् જ્યારે તેમને ઉપસર્ગ લાગતો નથી ત્યારે તેમના अमां વિકલ્પે ફેરફાર લે છે; જેમકે जनयति, वलयति, नमयति, नामयति, उन्नमयति.

૪. आ અન્તે હોય એવા ધાતુઓ, ह्री અને ऋમાં अय પહેલાં प् ઉમેરાય છે; જેમકે दा–दापयति, ह्रेपयति, अर्पयति.

૫. ए, ऐ કે ओ અન્તે હોય એવા ધાતુઓમાં અન્ત્ય સ્વરને બદલે आ મૂકાય છે; જેમકે धे–धा–धापयति, दो–दा–दापयति (પા. ૧૦૮, ૧૪ જુઓ).

૬. क्षैનો આ નિત્યે હ્રસ્વ થાય છે; ग्लै અને स्ना નો વિકલ્પે થાય છે, પણ એ બે ધાતુઓની પૂર્વે ઉપસર્ગ આવે તો સ્વર હ્રસ્વ થતો નથી; જેમકે क्षपयति, ग्लपयति કે ग्लापयति, प्रग्लापयति.

૭. रुह्માં ह्ને બદલે प् વિકલ્પે મૂકાય છે; જેમકે रोपयति, रोहयति. हन्નો घात् થાય છે.

૮. रम् અને लभ्માં અન્ત્ય અક્ષરની પહેલાં અનુનાસિક આવે છે; જેમકે रम्भयति, लम्भयति.

૯. शो, छो, सो, ह्वे, व्ये, वे અને पा ( પીવું ) એટલાને अयની પહેલાં प्ને બદલે य् ઉમેરાય છે; पा 'રક્ષણ કરવું'માં ल् ઉમેરાય છે; જેમકે शाययति, साययति વિગેરે. जि, क्री, અને इ+अधिમાંના સ્વરને બદલે आ મૂકાય છે; જેમકે जापयति, क्रापयति, અને अध्यापयति.

૧૦. *अयની પછી इ પ્રત્યય આવે તો अयના છેલ્લા अ નો લોપ થાય છે. (અ) ભૂ. કૃ.ના પ્રત્યય પૂર્વે, (બ) यથી શરૂ થતા પ્રત્યય પૂર્વે, (ક) અને ધાતુ સાધિતના સ્વરથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે अयનો લોપ થાય છે, પણ સ્વરમાં થયલા ફેરફાર કાયમ રહે છે; જેમકે विद् 'જાણવું', विदित 'જાણેલું', वेदित 'જણાવેલું'; संहृत्य ભૂ૦, संहार्य પ્રેરક. હ્રસ્વ ઉપાન્ત્યવાળા ધાતુ પછી અવ્યયી ભૂ. કૃ.ના य પ્રત્યય પૂર્વે अयમાંના અન્ત્ય अનો લોપ થાય છે; જેમકે प्रणमय्य.

૧૧. દશમા ગણના પ્રેરકરૂપ મૂળરૂપનાં જેવાંજ છે.

૧૨. અકર્મક ક્રિયાપદના પ્રેરકરૂપો, સકર્મક ક્રિયાપદમાં કર્મ કંઈ સાહિત્યને લગતું કાર્ય હોય અને બીજાં જેવા કે ગતિ દર્શાવતા હોય કે કંઈ જ્ઞાન, ખબર, ખાવાનું દર્શાવતા હોય, અને दृश् ધાતુનાં પ્રેરકરૂપ જ્યારે વપરાય છે ત્યારે ક્રિયાપદના મૂળભેદનો કર્તા દ્વિતીયામાં મૂકાય છે. नी અને वह्માં આ નિયમ લાગુ પડતો નથી અને हृ અને कृમાં વિકલ્પે લાગે છે. બીજી બાબતમાં મૂળકર્તા તૃતીયામાં આવે છે.

---

* આ નિયમો દસમા ગણના अयને પણ લાગુ પડે છે.

यजमानो यज्ञकर्मर्त्विग्भिरारम्भयति।

इन्द्रः स्वयशः किंनरमिथुनानि गापयामास।

पुष्पमित्रो यजते याजकास्तं याजयन्ति।

कृष्णवर्मा पुत्रेण ब्राह्मणेभ्यः प्रत्यहं शतं गा दापयति।

जानकीं रथमारोप्य जाह्नवीतीरमासाद्य रामाज्ञापितो लक्ष्मणस्तां विजहौ।

प्रभुप्रसादलब्धोऽप्यधीरप्रकृतेर्दासजनस्य प्रागल्भ्यं जनयति।

असुरस्य तिग्मतपसा प्रीतात्मा भगवाञ्शंकरः स्वीयं रूपं तं दर्शयामास।

नगेन्द्रसक्तां दृष्टिं पार्श्वे कस्यापि क्रन्दितमाकर्ण्य राजा निवर्तयामास।

अस्मिँल्लोकेऽनुष्ठितो धर्मस्तस्य कर्तारं स्वर्गलोकं प्रापयति।

ग्रीष्मकाले घर्मोऽङ्गानि ग्लपयति स्वेदं प्रवर्तयति तृष्णां परिवर्धयति च।

बहिर्द्वारि प्रवृत्तमृषिकुमारकं प्रवेशयितुं प्रतिहारीमाज्ञापयामास राजा।

चिरनष्टमात्मनो बालकं दृष्ट्वा सा सुन्दरी भृशं रुरोद तं च दृढं परिष्वज्याश्रुभिः स्नपयामास।

शत्रूनगमयत्स्वर्गं वेदार्थं स्वानवेदयत्।
आशयच्चामृतं देवान्वेदमध्यापयद्विधिम्।
आसयत्सलिले पृथ्वीं यः स मे श्रीहरिर्गतिः॥
रमयन्ति मनस्तावद्भावाः संसारसंभवाः।
यावन्नश्रूयते साश्रुलोकफूत्कारकाहलः॥
स्वीयं यशः पौरुषं च गुप्तये कथितं च यत्।
कृतं यदुपकाराय धर्मज्ञो न प्रकाशयेत्॥
वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम्*।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम्॥

---

* આ જીવાત્મા અથવા પરમાત્માને લાગુ પડે છે.

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः॥
संयोजयति विद्यैव नीचगापि नरं सरित्।
समुद्रमिव दुर्धर्षं नृपं भाग्यमतः परम्॥
यदि सत्याभिसंधस्त्वं राजन्ग्रामं प्रवासय।
नव पञ्च च वर्षाणि निर्जने गहने वने॥
युधिष्ठिरस्तु कौन्तेयो मयमाहूय सत्वरम्।
कारयामास वै तेन सभामद्भुतदर्शनाम्॥

दृष्टिस्तृणीकृतजगत्त्रयसत्त्वसारा
धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम्।
कौमारकेऽपि गिरिवद्गुरुतां दधानो
वीरो रसः किमयमेत्युत दर्प एव॥

---

## ગુજરાતી વાક્યો.

૧. રાજા બ્રાહ્મણો પાસે પૈસા લેવડાવે છે ( प्रति + ग्रह् )*.

૨. વસિષ્ઠે દશરથ પાસે યજ્ઞ કરાવ્યો ( यज् ).

૩ બાજીરાજના પાપીકર્મો આપણને લજવે છે ( ह्री ).

૪. ઇન્દ્રે સ્વર્ગમાં અર્જુનને પોતાની ગાડીમાં માતલિ પાસે તેડાવ્યો ( आ + नी ).

૫. પહેલાં તે માણસો પાસે પોતાનામાં વિશ્વાસ મૂકાવે છે ( वि+श्वस् ) અને પછી તેમને નાશ પમાડે છે ( नश्, अव+सद् અથવા ध्वंस् ).

૬. પોતાના ગુરૂના હુકમથી ( आ+ज्ञा પ્રેરક ) તેણે રોજ ગાયોને ખવરાવ્યું ( चर् ) અને પાણી પીવરાવ્યું ( पा ).

૭ તેણે પ્રાતઃકર્મ પૂરૂં કર્યા પછી ( सम् + आप् પ્રેરક. ) સોળ બ્રાહ્મણોને જમાડ્યા ( भुज् ) અને પછી પોતે ખાધું.

---

* ધાતુઓનો પ્રેરકભેદ વાપરવો.

૮. ચૌદ વર્ષ વનમાં રામનું જવાનું થયું તેણે દશરથનું મોત કરાવ્યું ( प्र + सञ्ज् ).

૯. જ્યાં પાંડવો અને ધૃતરાષ્ટ્રના પુત્રો લડતા હતા તે રણસંગ્રામમાં શું થયું તે સંજયે ધૃતરાષ્ટ્રને સંભળાવ્યું ( श्रु ).

૧૦. જે ભાઇઓને અને મિત્રોને પરસ્પર લડાવી મારે છે ( युध् ) અને વખતે માણસ પાસે પોતાનું માથું પણ કપાવે છે ( छिद् ) તે અદૃષ્ટજ છે.

૧૧. બાપે પોતાની છોકરીને સારી ચાલના, ઉંચા કુળના, સારી કેળવણીવાળા માણસને પરણાવવી જોઈએ ( परि+नी, वि+वह्, उद्+वह् ).

૧૨. આ છોકરાએ જે શ્લોકો ગાયા છે તે હું જ્યારે મારી પ્રિયા અને લક્ષ્મણ સાથે પ્રસ્રવણ પર્વતના શિખર પર રહેતો હતો તે સમય યાદ દેવડાવે છે ( स्मृ ).

૧૩. સૌષદ્મનના યજ્ઞમાં શ્યાપર્ણો ગયા અને વેદીની અંદર આસન લીધાં ત્યારે રાજાએ તેઓને આસન પરથી ઉઠાડી મૂકવા ( उद् + स्था* ) પોતાના માણસોને હુકમ કર્યો; તેઓએ તે પ્રમાણે તેમને ઉઠાડી મૂક્યા. તેમને ઉઠાડી મૂક્યા ત્યારે તેઓએ મોટેથી બૂમ પાડી.

---

## શબ્દકોષ ૨૧.

अज પુ. સ્ત્રી. ન. નહીં જન્મેલું.
अधीर પુ. સ્ત્રી. ન. સાબીત કે ગંભીર મન વગરનું, અલ્પ મનવાળું, અધીરૂં.
अभिसंधा સ્ત્રી. વચન, નિશ્ચય.
अम् ૧ ગ. પરસ્મૈ૦ હાલવું.
अमृत ન. અમૃત.
अर्थ પુ. ખરોભાવ, અર્થ.

---

* स्था અને स्तम्भ् ધાતુઓના स् નો उद् ઉપસર્ગ પછી લોપ થાય છે.

अविनाशिन् પુ. સ્ત્રી. ન. નાશ નહીં પામે એવું, રૂપભેદ નહીં થાય તેવું.
अव्यय પુ, સ્ત્રી. ન. ફરે નહીં એવું, નિર્વિકાર.
काहल પુ. શબ્દ.
किंनर પુ. એક પ્રકારના સુરલોક છે.
कृष्णवर्मन् પુ. પુરૂષનું નામ છે.
कौमारक ન. બાલ્યાવસ્થા, શૈશવ.
क्रन्दित ભૂ. કૃ. (નામ તરીકે વપરાય છે) ન. બૂમ.
क्लिद् ૪ ગ. પરસ્મૈ૦ ભીનું થવું.
क्षै ૧ ગ. પરસ્મૈ૦ ક્ષીણ થતાં જવું.
गति સ્ત્રી. ગમન.
गहन પુ. સ્ત્રી. ન. દુર્ગમ, ભેદાય કે પેંસાય નહીં એવું.
गुप्ति સ્ત્રી. ગુપ્તવાત, રક્ષણ.
गुरुता સ્ત્રી. મોટાઈ, દબદબો, ગૌરવ.
ग्लै ૧ ગ. પરસ્મૈ૦ થાકી જવું.
घर्म પુ. ગરમી, ઉષ્ણતા, ધામ.
जाह्नवी સ્ત્રી. ગંગા.
ज्वल् ૧ ગ. પરસ્મૈ૦ ભડકો થવો, બળવું.
तिग्म પુ. સ્ત્રી. ન. ઉગ્ર, સખ્ત.
तृष्णा સ્ત્રી. તરસ.
दल् ૧ ગ. પરસ્મૈ૦ ફાડવું, ચીરવું.
दुर्धर्ष પુ. સ્ત્રી. ન. પાસે જવાય નહીં તેવું, દુર્ગમ.
धरित्री સ્ત્રી. પૃથ્વી.
नगेन्द्र પુ. પર્વતરાજ, હિમાલય પર્વત.
नित्य પુ. સ્ત્રી. ન. હમેશનું, સદાનું.
निर्जन પુ. સ્ત્રી. ન. મનુષ્યરહિત, એકાન્ત.
नीचग પુ. સ્ત્રી. ન. હલકા પુરૂષનો આશ્રય કરનારૂં, હલકા પુરૂષની પાસે હોય તે, નીચ જમીનપર વહેતું.
पार्थ પુ. પૃથાનો પુત્ર, પાણ્ડવોનું નામ, અર્જુન.
पुष्पमित्र પુ. રાજાનું નામ છે.
पौरुष ન. મરદામી, શૂરપણ.
प्रकृति સ્ત્રી. સ્વભાવ.
प्रतिहारी સ્ત્રી. દ્વારપાલિકા.
प्रागल्भ्य ન. હામ, ધીરપણું.
फूत्कार પુ. ડસકાં ખાઈ ખાઈને રડવું તે.
मय પુ. એક શિલ્પિનું નામ છે.
मारुत પુ. પવન.
मिथुन ન. જોડું, યુગ્મ.
वम् ૧ ગ. પરસ્મૈ૦ વમન કરવું.
वल् ૧ ગ. આત્મને૦ ઢાંકવું, જવું.
वीररस પુ. શૂરબુદ્ધિ, નવ રસમાંનો એક રસ છે.

શ્રીહરિ પુ. વિષ્ણુદેવનું નામ છે.
संभव પુ. મૂળ.
सलिल ન. પાણી.
स्वेद પુ. પરસેવો.

---

ઉચ્ચુ, આબરૂદાર विशिष्ट, ઉચ્ચા અથવા આબરૂદાર કુળનું अभिजनवत् પુ. સ્ત્રી. ન., कुलीन પુ. સ્ત્રી. ન.
કુલ कुल ન.
કેળવણી विद्या સ્ત્રી.; સારી કેળવણીવાળું कृतविद्य પુ. સ્ત્રી. ન., संस्कृतचित्त પુ. સ્ત્રી. ન., सुविनीत પુ. ન. સ્ત્રી.
કોઈ કોઈ પ્રસંગે काले काले, प्रसङ्गवशात्.
કોઈ કોઈ વાર कदाचित्.
તે પ્રમાણે तथा च, तथा, इत्थम्.
પ્રસ્ત્રવણ (પર્વતનું નામ છે) प्रस्रवण પુ.
બૂમ પાડવી रु ૨ ગ. પરસ્મૈ૦, क्रन्द् ૧ ગ. પરસ્મૈ૦.
ભણવું पठ् ૧ ગ. પરસ્મૈ૦.
શ્યાપર્ણ (શ્યાપર્ણ નામના ગોરોના કુલનો એક સખસ) श्यापर्ण પુ.
સારીચાલનું सुचरित પુ. સ્ત્રી. ન.
સૌષદ્મન (રાજાનું નામ છે) सौषद्मन પુ.

---

## પાઠ ૨૨મો.

### અદ્યતન ભૂતકાળ.

૧. કોઈપણ કાળનો સંબંધ બતાવ્યા સિવાય થયલી ક્રિયા દર્શાવવા અથવા તો તાજી થયલી ક્રિયા બતાવવા કે આજનું કાર્ય બતાવવાને આ અદ્યતન ભૂતકાળ વપરાય છે. કથા આદિ કહેવામાં આ કાળ વાપરવો નહિ.*

अजनि ते वै पुत्रः (एत० ब्रा) 'તને એક પુત્ર જન્મ્યો છે'; तदहं तुभ्यमेव ददामि य एव सत्यमवादीः (ऐत० ब्रा०) 'તે સત્ય કહ્યું છે માટે હું તને તે આપું છું'; उदु श्रिय उषसो रोचमाना अस्थुः (ऋग्० संहि०) પ્રભાતની શોભા દેખાવવા માંડી છે.

---

* અર્વાચીન સંસ્કૃત ગ્રન્થોમાં ત્રણે ભૂતકાળ વગરભેદે વપરાયેલા છે અને તેઓમાં કંઈ ફેર ગણેલો નથી.

૨. નકાર દર્શક मा અવ્યય સાથે અદ્યતન ભૂતકાળ વપરાય છે અને જ્યારે આજ્ઞાર્થના અર્થમાં વપરાય છે તે વખતે આ ભૂતકાળની નિશાની अ છે તેનો લોપ થાય છે; જેમકે मा त्वं गमः તમે ન જાઓ, मा नो हिंसीज्जनिता यः पृथिव्याः 'જે પૃથ્વીનો કર્તા છે તે અમને ઈજા ન કરે (મારી ન નાખે)'.

૩. આ ભૂતકાળના સાત પ્રકાર છે. હ્યસ્તનભૂતકાળની પેઠે આ કાળમાં પણ अ કે आ નિશાની લગાડાય છે.

## ૧લો પ્રકાર.

૧. ધાતુઓને ત્રીજા પુરૂષ બહુવચનના પ્રત્યય સિવાય બધા હ્યસ્તન-ભૂતકાળનાજ પ્રત્યયો લાગે છે. ૩ પુ. બ. વ.નો પ્રત્યય उस् છે. આ उस्‌ના પહેલાં आ હોય તેનો લોપ થાય છે.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अम् | व | म |
| ૨ જો ,, | स् | तम् | त |
| ૩ જો ,, | त् | ताम् | उस् |

૨. पा 'પીવું', स्था, दा, धा અને બીજા ધાતુઓનાં दा ને धा અંગો થતા હોય તેવા ધાતુઓ અને इ 'જવું' ને બદલે આ કાળમાં વપરાતો गा અને भू 'થવું' આટલા આ પ્રકારનાં છે.

૩. भू માટે ૩. પુ. બ. વ.નો પ્રત્યય अन् છે, અને સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે भू ધાતુમાં व् ઉમેરવામાં આવે છે.

૪. घ्रा, धे, शो, सो અને छो આ પ્રમાણે વિકલ્પે રૂપો લે છે (નિયમ ૧૪, પાઠ ૧૩ યાદ રાખો). તેમનાં બીજા રૂપો ૬ઠ્ઠા પ્રકાર પ્રમાણે થાય છે. धे ત્રીજા પ્રકારનો પણ છે.

૫. આ પ્રકાર ફક્ત પરસ્મૈપદનો છે. આ પ્રકારના ધાતુઓ જ્યારે આત્મનેપદના હોય ત્યારે ૪થો કે ૫મો પ્રકાર લે છે.

दा 'આપવું.'

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अदाम् | अदाव | अदाम |
| ૨ જો ,, | अदाः | अदातम् | अदात |
| ૩ જો ,, | अदात् | अदाताम् | अदुः |

उस् પહેલાં પા. ૨૦૪, ૧ પ્રમાણે आ નો લોપ થાય છે એટલે अद्+उस्=अदुः થયું, તેજ પ્રમાણે अस्थुः, अगुः, વિગેરે.

## ૨જો પ્રકાર.

૧. ધાતુમાં अ ઉમેરાય છે, અને હ્યસ્તનભૂતકાળના પહેલા વિભાગના ગણોના પ્રત્યયો લાગે છે.

પરસ્મૈપદ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अम् | व | म |
| ૨ જો ,, | स् | तम् | त |
| ૩ જો ,, | त् | ताम् | अन् |

अम् ને अन् પહેલાં अ નો લોપ થાય છે અને म ને व પહેલા લંબાય છે (માર્ગો॰ પા. ૫ અને ૬* નોંધ જુઓ).

આત્મનેપદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | इ | वहि | महि |
| ૨ જો ,, | थास् | इथाम् | ध्वम् |
| ૩ જો ,, | त | इताम् | अन्त |

अन्त પહેલાં अ નો લોપ થાય છે અને वहि ને महि પહેલાં તેને લંબાવવામાં આવે છે. ધાતુના સ્વરોનો ગુણ કે વૃદ્ધિ થતી નથી.

૩. આ પ્રકાર, કેટલાક ધાતુઓ સિવાય પરસ્મૈપદનોજ છે.

૪. કેટલાક ધાતુઓનાં વિકલ્પે આ પ્રકારનાં રૂપો થાય છે, અને કેટલાકના ખાસ રૂપો થાય છે. કેટલાક જરૂરી ધાતુઓ નીચેની ટીપમાં આપ્યા છે.

## અ—ખાસ થનારા.

लिप् લેપ કરવો.
सिच् સીંચવું.
*ह्वे (ह्व्) બોલાવવું.
આ ત્રણ ધાતુઓ જ્યારે આત્મનેપદી હોય છે ત્યારે આ વિભાગના વિકલ્પે થાય છે.
अस् ( अस्थ् ) ફેંકવું.
आप् મેળવવું.
क्रुध् ગુસ્સે થવું.
क्लम् થાકી જવું.
क्षम् ૪. ગ. માફ કરવું.
ख्या ( ख्य् ) પરસ્મૈ૦ ને આત્મને૦ કહેવું.
गम् જવું.
गृध् લોભી થવું.
घस् ખાવું.
तम् શરીરે અથવા મનથી દુઃખી થવું.
तुष् સંતોષ પામવું.
तृष् તરસ્યા થવું.
दम् પાળવું.
दुष् દોષિત થવું.
द्रुह् ઈર્ષા કરવી, વિશ્વાસઘાત કરવો.
नश् નાશ પામવું.
पत् ( पप्त् ) પડવું.
पिष् દળવું.
पुष् ૪. ગ. પોષવું.
भ्रम् ૪. ગ. ભટકવું. ભૂલ કરવી.
मद् ગાંડા થવું.
मुच् મૂકવું, છોડી દેવું.
मुह् મોહ પામવો.
लुप् કાપવું.
लुभ् ૪. ગ. લોભ કરવો.
वच् ( वोच् ) પરસ્મૈ૦ આત્મને૦ બોલવું.
शक् શક્તિમાન થવું.
शद् નાશ પામવું.
शम् શાંત થવું.
शास ( शिष् ) હુકમ કરવો.
शिष् સરખામણી કરવી, ભેદ પાડવો.
शुध् શુદ્ધ થવું.
श्रम् શ્રમ લેવો.
श्लिष् ૪. ગ. ચોંટવું.
सद् બેસવું, ખિન્ન થવું.
सिध् ૪. ગ. તૈયાર થવું.
सृप् ચાલવું, પેટે ચાલવું.
स्निह् સ્નેહ રાખવો.
स्विद् ૪. ગ. પરસેવો થવો.
हृष् ૩. ગ. ખુશ થવું.

## બ—વિકલ્પે થનારાં.

क्षुद् ભૂકો કરવો.
घुष् જાહેર કરવું.
च्युत् ટપકવું.
छिद् કાપવું.
जॄ ( जर् ) ઘરડા થવું.

* अ લગાડતા પહેલાં કેટલાક ધાતુઓનાં જે રૂપ થાય છે તે કૌસમાં આપેલાં છે, જેમકે आस्थ् + अम् = आस्थम्; अह्व्+अम् अह्वम्.

तृप् સંતોષ પામવું.
दृप् મગરૂર થવું.
दृश् ( दर्श् ) જોવું.
निज સાફ કરવું.
बुध् જાણવું.
भिद् ભેદવું.
युज् જોડવું.
रिच् ખાલી કરવું.
रुद् રડવું.
रुध् અટકાવવું.
विच् જુદું કરવું.
शुच् ૪ ગ. ચોખ્ખું કરવું.
श्वि ( श्व् ) ઉપસવું.
स्कन्द् ( स्कद् ) કુદકો મારવો.
स्तम्भ् ( स्तभ् ) રોકવું, રૂંધવું.
स्फुट् ૧. ગ. ભાંગવું.

નીચેના પહેલા ગણના ધાતુઓ ઘણું કરીને આત્મનેપદી છે, પણ જ્યારે તે આ વિભાગના થાય છે ત્યારે પરસ્મૈપદી થાય છે.

क्लृप् બનાવવું, ના તરફ વળણ હોવું.
क्षुभ् ખળભળવું.
द्युत् પ્રકાશવું.
ध्वंस् ( ध्वस् ) નાશ પામવું.
भ्रंश् ( भ्रश् ) પડવું.
रुच् પ્રકાશવું.
वृत् થવું, હોવું.
वृध् વધવું.
शुभ् પ્રકાશવું, સ્વચ્છ દેખાવું.
स्यन्द् ( स्यद् ) પડવું, વહેવું.
स्रंस् ( स्रस् ) નીચે પડવું.
स्विद् પરસેવો થવો.

૫. આમાં श्वि ૩જા અને ૫મા પ્રકારનો પણ છે. બીજા ધાતુઓ ૪થા અને ૫મા પ્રકારના તે અનિટ્ કે સેટ્ હોય તે પ્રમાણે ગણાય છે.

૬. જ્યારે श्लिषનો અર્થ 'ભેટવું' એવો થાય છે ત્યારે તે સાતમા પ્રકારનો છે.

૭. ઉપરની બે ટીપોમાં લખેલા જે ધાતુઓ આત્મનેપદી છે તે આત્મનેપદમાં ચોથાને પાંચમા પ્રકારના પણ છે.

पुष्

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अपुषम् | अपुषाव | अपुषाम |
| ૨ જો ,, | अपुषः | अपुषतम् | अपुषत |
| ૩ જો ,, | अपुषत् | अपुषताम् | अपुषन् |

વચ્ આત્મને૦

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अवोचे | अवोचावहि | अवोचामहि |
| ૨ જો ,, | अवोचथाः | अवोचेथाम् | अवोचध्वम् |
| ૩ જો ,, | अवोचत | अवोचेताम् | अवोचन्त |

## ત્રીજો પ્રકાર.

૧. દશમા ગણના અને પ્રેરકભેદ પામેલા ધાતુઓના આ કાળના રૂપો આ રીતે થાય છે.

૨. (અ) अय નો લોપ થાય છે, પણ સ્વરના ફેરફારો અથવા બીજા ધાતુમાં થયલા ફેરફારો કાયમ રહે છે.

(બ) ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ થાય છે.

(ક) ધાતુની દ્વિરૂક્તિ સામાન્ય નિયમ પ્રમાણે થાય છે, જો ધાતુમાં દ્વિરૂક્ત થયલો સ્વરયુક્તવ્યંજન પછીનો સ્વરયુક્તવ્યંજન હ્રસ્વ હોય અને જોડાક્ષરને લીધે પણ દીર્ઘ ન હોય તો. (ડ) દ્વિરૂક્તવ્યંજનના अनो इ થાય થાય છે. (ઇ) સ્વર સામાન્ય રીતે હ્રસ્વ હોય અને જોડાક્ષરને લીધે દીર્ઘ ન હોય તો દીર્ઘ થાય છે. (ફ) આવા તૈયાર અંગને अ લગાડી બીજા પ્રકાર પ્રમાણે હ્યસ્તનભૂતકાળના પ્રત્યયો લગાડવા; જેમકે भू ધાતુનું પ્રેરકરૂપનું અંગ भावय છે. अय નો લોપ કરવાથી भाव्; ઉપાન્ત્ય હ્રસ્વ થવાથી भव्; દ્વિરૂક્તથી बभव्, દ્વિરૂક્તિ अनो इ થવાથી बिभव्; इने દીર્ઘ કરવાથી बीभव्; अ ઉમેરવાથી અને त् પ્રત્યય લગાડવાથી અને अ નિશાની મૂકવાથી अबीभवत्. તેમજ स्पन्दयति (स्पन्द् નું પ્રેરક). (અ) પ્રમાણે स्पन्द् पस्पन्द् (ક) अपस्पन्दत्. (ફ) (બ) ને લગાડવાનું કામ નથી. કારણ કે ઉપાન્ત્ય સ્વર નથી અને (ક) માટે પણ એમજ છે, કારણ प् પછી જોડાક્ષર આવવાથી દીર્ઘ થાય છે. स्खलयति (स्खल् નું પ્રેરક); स्खल् (અ) પ્રમાણે, चस्खल् (ક) અને પા. ૮૨, ૨. આ. અને ઈ. પ્રમાણે; चि+स्खल् (ડ) પ્રમાણે, अचिस्खलत् (ફ) પ્રમાણે. (બ)નું કામ પડતું નથી તેમજ (ઈ)નું કામ પડતું નથી, કારણ चिनो સ્વર इ જોડાક્ષર આવવાથી દીર્ઘ થાય છે.

૩. (અ) જો ધાતુ સ્વરથી શરૂ થતો હોય તો પછીના વ્યંજનની દ્વિરૂક્તિ થાય છે અને इ દ્વિરૂક્ત વ્યંજનમાં લગાડાય છે. (બ) જ્યારે જોડાક્ષરમાં न्, द्, કે र् પહેલો અક્ષર હોય અને તે પ્રથમ સ્વર પછી આવતો હોય તો બીજા અવયવની દ્વિરૂક્તિ થાય છે.

જેમકે अट्–आट्य–आट् (૨, અ); अट् (૨, બ); अटिट् (૩, અ); आटिट्, आ નિશાની લગાડવાથી (માર્ગો૦ પાઠ ૧૭) અને आटिटत्, (૨, ફ). उन्द्–उन्दय–उन्द्–उन्दिद् (૩, અ પ્રમાણે); એજ પ્રમાણે औन्दिद् (માર્ગો૫૦ પાઠ ૧૭ પ્રમાણે) અને औन्दिदत्. આજ પ્રમાણે अर्ह–आर्जिहत्. છેલ્લા બે વિષયમાં उन् અને अर् કોરે મૂકાય છે, અને द्, ह्‌ની દ્વિરૂક્તિ કરી इ ઉમેરાઈ છે.

૪. (અ) જો ધાતુને અન્તે उ હોય (હ્રસ્વ કે દીર્ઘ) તો દ્વિરૂક્તિ વ્યંજનમાં इ ને બદલે તેજ સ્વર મૂકાય છે, પણ જો તેની પછી ઓષ્ઠ્યવ્યંજન य्, र्, ल्, व्, કે ज् (જો પછી अ આવેલો હોય તો) ન આવ્યો હોય તો ઉપરનો ફેરફાર થાય. कु પ્રેરક कावय-काव्–कव्–चकव् અને चिकव्; પણ ધાતુને અન્તે उ છે તેથી चुकव्–चूकव्–अचूकवत् થાય છે; અને भू કે पू માં अबीभवत् કે अपीपवत् જ થાય છે પણ अबूभवत् કે अपूपवत् થતું નથી. (બ) स्रु, श्रु, द्रु, प्रु, प्लु, અને च्युમાં इ વિકલ્પે રખાય છે. ઉદા:–अशिश्रवत् કે अशुश्रवत् श्रु નું પ્રેરક ૩૫ ઉપરથી અદ્યતનભૂત.

૫. નીચેના ધાતુઓનો ઉપાન્ત્ય વિકલ્પે હ્રસ્વ થાય છેઃ–भ्राज्, भाष्, भास्, दीप्, जीव्, मील्, पीड् અને વળી ह्वे, लुठ्, लुप् અને થોડા બીજા; જેમકે अपीपिडत् કે अपिपीडत्. पीड्य–पीड्–पिपीड्–अपिपीडत्. (૨, ઇ) અહિં લાગતી નથી. ઉપાન્ત્ય હ્રસ્વ થતાં पीड्–पिड्–पिपिड्–पीपिड्–अपीपिडत्.

૬. (૨, ઈ)માં બતાવેલા સ્વરના ફેરફારો-ઉપાન્ત્ય હ્રસ્વ થવું (બ) अ ને બદલે इ મૂકાવી, અને અભ્યસિતવ્યંજનસ્વરનું લંબાવવું; નીચેના ધાતુઓમાં થતું નથીઃ–कथ्, वर्, शठ्, रह्, स्पृह्, सूच्, मृग्, ध्वन्, पार्; જેમકે कथ–अचकथत्, वर्, अववरत्.

૭. स्मृ, दृ, त्वर्, प्रथ्, म्रद्, स्तृ અને स्पश्‌માં દ્વિરૂક્ત વ્યંજનનો अ કાયમ રાખવામાં આવે છે. वेष्ट् અને चेष्ट्‌માં इ નો વિકલ્પે अ થાય છે; જેમકે असस्मरत्, अददरत् વિગેરે, અને अववेष्टत्, કે अविवेष्टत्.

૮. गण्‌નાં બે રૂપો, अजगणत् કે अजीगणत्.

૯. श्रि, द्रु, અને स्रु ધાતુઓ મૂળ રૂપમાં ત્રીજા પ્રકારમાં આવે છે. श्वि વિકલ્પે ત્રીજો પ્રકાર લે છે. धे નો (પાનુ ૨૦૪, ૪ જુઓ) દ્વિરૂક્ત થયા પછી आ લોપાય છે. આમાં અભ્યાસ થવો એજ જરૂરનું છે. श्रि–शिश्रि+ अत्–अशिश्रियत् પાનુ ૪૩, ૨. પ્રમાણે, अ અનિકારી છે તેથી; धे–अदधत्.

૧૦. स्थापयति अतिष्ठिपत्; पाययतिનું, अपीप्यत्; અને घ्रापयतिનું अजिघ्रिपत् કે अजिघ्रिपत्.

૧૧. ધાતુનો ઉપાન્ત્ય હ્રસ્વ ऋ વિકલ્પે રખાય છે, અને દીર્ઘ ॠ વિકલ્પે હ્રસ્વ થાય છે. वर्तय (वृत्‌નું પ્રેરક) अय નો લોપ કરવાથી वर्त् કે वृत् ઉપરના નિયમ પ્રમાણે; वर्त्–ववर्त्–अववर्तत्. (૨, ૩. અને ૪. કામનો નથી). वृत्–ववृत्–विवृत्–૨, ૩.–विवृत् ૨, ૪.–अवीवृतत्. कीर्तय મૂળ કે પ્રેરક कृत्‌નું. अय નો લોપ થવાથી कीर्त અને कृत् તેથી अचिकीर्तत् કે अचीकृतत् એવાં બે રૂપ થાય છે.

૧૨. लोक्, लोच्, शास्, श्लाघ्, वाध्, सेव्, वेप्, एज्, लाघ्, राघ्, ताय्, दाश्, याच्, અને राज्‌નો ઉપાન્ત્ય હ્રસ્વ થતો નથી; अलुलोकत् ને अततायत्.

૧૩. ह्वे અને स्वप् પ્રેરક અદ્યતનમાં हु અને सुप् તરીકે ગણવાના છે. श्वि નું વિકલ્પે शु. જેમકે अजूहवत् કે अजुहावत्. असूषुपत्– अशूशवत्–अशिश्वयत्.

૧૪. આ પ્રકાર આત્મને૦ ને પરસ્મૈપદી છે.

हृ 'લઈ જવું' પ્રેરક.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अजीहरम् | अजीहराव | अजीहराम |
| ૨ જો ,, | अजीहरः | अजीहरतम् | अजीहरत |
| ૩ જો ,, | अजीहरत् | अजीहरताम् | अजीहरन् |

આત્મને૦.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अजीहरे | अजीहरावहि | अजीहरामहि |
| ૨ જો „ | अजीहरथाः | अजीहरेथाम् | अजीहरध्वम् |
| ૩ જો „ | अजीहरत | अजीहरेताम् | अजीहरन्त |

---

काशीं गन्तुकामः श्रीनगरान्निरगात्पण्डितः सह परिवारेण।

भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः।

तस्मिन्गुर्वनुचरे गृहं प्रविष्टे यूयं किमधुनोदस्थात। गुरुरयमिति मत्वा।

अस्मिन्निर्जने वने नष्टमश्वमियन्तं कालमन्विष्यन्नपि न समासदम्।

इदमाम्रफलं वृक्षादपतत्। यदि रोचते गृहीत्वा स्वादस्व।

हे गङ्गे यदीदृशेभ्यः पापेभ्यो मामुददीधरस्ततः सत्यमनाथशरणमसि विष्णुपदपङ्कजोद्भवासि।

प्रातरारभ्य पञ्चसप्ततिं वृक्षानसिचाम।

वत्सस्य मरणेन तद्विषयकाः सर्वे मनोरथा मेऽध्वसन्।

क्रीडार्थमुपवनमगमतां दंपती तयोर्निवृत्तयोरात्मनः करुणवार्तां कथय।

इयं बालिका दुःखवार्तां श्रुत्वामुहत्। आश्वासयैनामुदकेन च सिञ्च।

इमं ग्राममागच्छन्तौ भवन्निर्दिष्टे गहने वने नानापक्षिगणसमाकुलं महावटवृक्षं तमदर्शाव।

उपाध्यायो देवानपूपुजदधुनातिथयो यथेष्टं भुञ्जताम्।

अस्मिन्मण्डपे समाहूतान्ब्राह्मणानहमजगणम्। पञ्च शतानि तेषां वर्तन्ते। एतेभ्योऽधुना दक्षिणां दातुमारभस्व।

मच्चिन्तिता सरणिर्वरीयसेऽधिकारिणे नारुचदतः स तां निरास्थन्नवीनां च स्वयं कल्पितां प्रावीवृतत्।

किं यूयमवोचत। पुनरपि कथयत नाहमवहितोऽभूवम्।
प्रातिष्ठिपत्स बोधार्थं कुम्भकर्णस्य राक्षसान्॥
राघवस्यामुषः कान्तामातैरुक्तो न चार्पिपः॥
मुष्टिनाद्दरत्तस्य मूर्धानं मारुतात्मजः॥
मुक्त्वा निःश्रीकमप्यब्जं मराली न गतान्यतः।
भ्रमराली त्वगाद्वेगादिदं सदसदन्तरम्॥

---

## ગુજરાતી વાક્યો.

૧. અમે સોમરસ પીધો ( पा ) છે અને અમર થયા છીએ ( भू ).

૨. દેવદત્તે આ સોનું તોલ્યું છે ( तुल् ) એનાં ઘરેણાં કરો.

૩. કલિંગના રાજાએ પાટલિપુત્રને ઘેર્યું છે ( रुध् ) પણ તેના ઘણા સૈનિકો હારમાંથી છૂટા થયા છે ( भ्रंश् ) અને લૂંટ શોધે છે.

૪. અષ્ટાવક્ર બાર ગાઉથી આવતાં હવે થાક્યો છે ( श्रम् ) તેને અન્ન પાણી આપો.

૫. ભૂત છે એવો મારો વિચાર નપગો છે, એવી મારી ખાત્રી તે કરી શક્યો નથી ( शक् ).

૬. પ્રધાને દેશપર ન્યાયથી અમલ કર્યો છે ( शास् ) બધી પ્રજા તેને ચાહે છે.

૭. ગોવિન્દે આખો દિવસ ખોવાયલી ચોપડી શોધી પણ તે ન જડી ( अधि + गम्, सम् + आ + सद् ).

૮. યજ્ઞસ્થંભ કરવા અમે પલાશની ડાળી કાપી નાંખી છે ( छिद् ).

૯. હજી તમે તમારા હાથ ધોયા નથી ( क्षल् )?

૧૦. મારાં છોકરાંને ઉને* પાણીએ નવડાવ્યા ( स्ना પ્રેરક ).

૧૧. મે ( वच् ) કહ્યું તે પ્રમાણે તે હજીપણ પાણી ઉનું કર્યું નથી ( तप् પ્રેરક. )?

૧૨. માલીક મરી જવાથી તેઓએ ઘર તોડી પડાવ્યું (उद् + सद् પ્રેરક કે नश् પ્રેરક) અને તેનાં લુગડાં બાળી નંખાવ્યા છે ( दह् પ્રેરક ).

---

## શબ્દકોષ ૨૨.

अनाथ પુ. સ્ત્રી. ન. લાચાર, ધણી વગરનું, આશ્રયહીન.

अनुचर પુ. ચાકર, નોકર.

अब्ज ન. કમળ.

अवहित (अव+धा નો ભૂ. કૃ.) ધ્યાન રાખેલું, સાવધ.

अष्टावक्र પુ. પુરૂષનું નામ છે.

अस् ૪ ગ. निर् જોડે, રદ્દ કરવું, કાઢી નાખવું.

आप्त પુ. મિત્ર, હિત ઇચ્છિનાર.

आली સ્ત્રી. ઓળ, પક્તિ.

इ निर् જોડે, નિકળવું.

करुण પુ. સ્ત્રી. ન. શોકકારક.

क्लृपित क्लृप् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ.; યોજેલું, બનાવેલું.

कुम्भकर्ण પુ. રાવણના એક ભાઇનું નામ છે.

गन्तुकाम પુ. સ્ત્રી. ન. જવાનું ઇચ્છિનાર.

गार्हपत्य પુ. ગૃહસ્થ હમેશાં જે પવિત્ર અગ્નિ રાખે છે તે અગ્નિનું નામ છે, ગૃહકૃત્ય.

तद्विषयक પુ. સ્ત્રી. ન. તેને લગતું.

ताय् ૧ ગ. આત્મને० ફેલાવવું.

दीप ૪ ગ. આત્મને० પ્રકાશવું, દીપવું.

धे ૧ ગ. પરસ્મૈ० ધાવવું, પીવું.

धृ उद् જોડે, ખેચી કાઢવું, ઉદ્ધાર કરવો.

ध्वन् ૧ ગ. પરસ્મૈ० અવાજ કરવો.

नवीन પુ. સ્ત્રી. ન. નવું.

परिवार પુ. ચાકર માણસનું ટોળું.

पलाश પુ. એક જાતનું ઝાડ છે.

पुरंधि પુ. એક દેવતાનું નામ છે.

वोध પુ જગાડવું તે.

---

* स्नाનાં પ્રેરક સાથે उष्णोदकेन વાપરો.

भग પુ. એક દેવતાનું નામ છે.
भ्रंश् ૧ ગ. આત્મને૦ અને ૪ ગ. પરસ્મૈ૦ પડવું.
मण्डप પુ. માંડવો (લગ્ન વિગેરે ઉત્સવ પ્રસંગે કીધેલો).
मनोरथ પુ. ઇચ્છા.
मराली સ્ત્રી. રાજહંસી.
मारुतात्मज પુ. વાયુપુત્ર, હનૂમાન્, મારૂતિ.
मृग् ૧૦ ગ. આત્મને૦ શોધવું, ખોળવું.
रह् ૧૦ ગ. છોડી દેવું.
वटवृक्ष પુ. વડનું ઝાડ.
वर् ૧૦ ગ. વરવું, પસંદ કરવું.
वृत् प્ર જોડે, (પ્રેરકમાં) દાખલ કરવું, પ્રવર્તાવવું.
शठ् ૧૦ ગ. ઠગવું, છેતરવું.
सद् सम्+आ જોડે, મેળવવું, મળવું, જડવું.
समाकुल પુ. સ્ત્રી. ન. રોકાયલું, પૂર્ણ.
समाहृत सम्+आ+हृ નો ભૂ. કૃ. એકઠું કરેલું.
सरणि–णी સ્ત્રી. રસ્તો, વસ્તુઓની રચના અથવા ગોઠવણી.
सवितृ પુ. સૂર્ય.
सूच् ૧૦ ગ. સૂચવવું.
स्वामिन् પુ. માલીક, ધણી.

---

અમર अमृत मृ નો ભૂ. કૃ. अ જોડે, अमर પુ. સ્ત્રી. ન.
ખાતરી કરવી इ प्रति જોડે, (પ્રેરક) प्रतीतिं कृ.
ચાહવું स्निह् ૪ ગ. તેને ચાહે છે तस्मिन्स्निह्यति.
ભૂત प्रेत પુ. वेताल પુ. पिशाच પુ.
મૂળ વગરનું निर्मूल પુ. સ્ત્રી. ન.
લૂટ लोप्त्र ન लुण्ठन ન.
વાજબી રીતે धर्मेण, न्यायेन.
વિચાર श्रद्धा સ્ત્રી; विश्वास પુ.
હજી પણ अद्यापि અ.
હાર (લશ્કરની હાર, સેનાની રચના) व्यूह પુ.
હોવાપણું भाव પુ. अस्तित्व ન.

# પાઠ ૨૩મો.

## અદ્યતનભૂતકાળ (ચાલુ).

### ૧. છઠ્ઠો પ્રકાર.

૧. છઠ્ઠા પ્રકારમાં ત્રીજા પ્રકારના अस् ધાતુના રૂપો ધાતુને લગાડવામાં આવે છે. अस् નો अ લોપાય છે. આ રૂપો પ્રત્યય તરીકે ગણાય છે, તે નીચે પ્રમાણે છેઃ—

| | એ વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | सिषम् | सिष्व | सिष्म |
| ૨ જો ,, | सीः | सिष्टम् | सिष्ट |
| ૩ જો ,, | सीत् | सिष्टाम् | सिषुः |

આ સહેલાઇથી મ્હોડે રાખવા, વિદ્યાર્થીએ अस् ધાતુના હ્યસ્તન ભૂતકાળના રૂપ સમજવાં પણ आ નો લોપ કરી सि પૂર્વે લગાડાઈ છે. स् નો ष् માં ફેરફાર થાય છે. सन् ને બદલે सुस् ૩ જો પુ. બ. વ. નો પ્રત્યય ગણવો, અને બીજા ને ત્રીજા પુ. એ. વ. માં सि લગાડાઈ નથી.

૨. આકારાન્ત ધાતુઓ અને यम्, रम् ને नम् આ પ્રકારના છે.

૩. આ પ્રકાર પરસ્મૈપદનોજ છે.

### ૨. સાતમો પ્રકાર.

૧. अस् હોવું ના બીજા પ્રકારના રૂપો આ પ્રકારમાં ધાતુને લગાડવામાં આવે છે. अस् નો अ લોપવામાં આવે છે. બીજા શબ્દોમાં स् ને अ લગાડી તેને કેટલાક ફેરફાર સાથે હ્યસ્તનભૂતકાળના પ્રત્યય લગાડવામાં આવે છે. આ રૂપો પ્રત્યય તરીકે ગણાય છે ને ધાતુને લગાડાય છે.

| | પરસ્મૈ૦. | | | આત્મને૦. | | |
|---|---|---|---|---|---|---|
| ૧ લો પુ. | सम् | साव | साम | सि | सावहि | सामहि |
| ૨ જો ,, | सः | सतम् | सत | सथाः | साथाम् | सध्वम् |
| ૩ જો ,, | सत् | सताम् | सन् | सत | साताम् | सन्त |

૨. આ પ્રકાર પરસ્મૈ૦ અને આત્મનેપદનો છે.

૩. श्, ष्, स्, ह्, અંતવાળા અનિટ્ ધાતુઓ જેમાં ઉપાન્ત્ય इ, उ, ऋ, કે ऌ હોય તેના અદ્યતન ભૂતકાળ આ પ્રકારના થાય છે.

૪. दृश् ધાતુ અપવાદ છે.

૫. स्पृश्, मृश् અને कृष् વિકલ્પે આ પ્રકારના છે.

૬. ત્રીજો પુ. એ. વ., બીજો પુ. એ. વ. અને બ. વ., અને પહેલો પુ. દ્વિ. વ. આત્મનેપદમાં दुह्, दिह्, लिह् અને गुह् ધાતુઓમાં स કે सा નો લોપ કરવાથી અને પ્રત્યયનો બાકી રહેલો ભાગ લગાડવાથી વિકલ્પે બીજાં રૂપો થાય છે.

ग्लै પરસ્મૈ૦.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| ૧ લો પુ. | अग्लासिषम् | अग्लासिष्व | अग्लासिष्म |
| ૨ જો ,, | अग्लासीः | अग्लासिष्टम् | अग्लासिष्ट |
| ૩ જો ,, | अग्लासीत् | अग्लासिष्टाम् | अग्लासिषुः |

लिह् પરસ્મૈ૦.

| | | |
|---|---|---|
| अलिक्षम् | अलिक्षाव | अलिक्षाम |
| अलिक्षः | अलिक्षतम् | अलिक्षत |
| अलिक्षत् | अलिक्षताम् | अलिक्षन् |

આત્મને૦.

| | | |
|---|---|---|
| अलिक्षि | अलिक्षावहि–अलिह्वहि | अलिक्षामहि |
| अलिक्षथाः–अलीढाः | अलिक्षाथाम् | अलिक्षध्वम्–अलीढ्वम् |
| अलिक्षत–अलीढ | अलिक्षाताम् | अलिक्षन्त |

अ+लिह्+सत्; लिह्-लिढ् (પાઠ ૯, ૧ પ્રમાણે)-लिक् (પાઠ ૯, ૧ પ્રમાણે) –लिक्+षत्=लिक्षत् માર્ગો૦. પાઠ ૨૫ ‡ નોંધ પ્રમાણે–अलिक्षत्. अ+दिह्+सत्; दिह्–दिघ्; (પાઠ ૯, ૫ પ્રમાણે). धिघ्–धिक् માર્ગો૦. પાઠ ૧ † નોંધ પ્રમાણે षत् = अधिक्षत्. अ + दिश् + सत् – दिश् – दिष् दिक् + षत् = अदिक्षत्.

अ+कृष+सत्; कृष-कृक्=अकृक्षत्. अ+लिह्+सत्; लिह्-लिढ् ६८-अलिक्षत; लिह्+त-लिढ्+त પા. ६४, १ પ્રમાણે-લિઢ્+ધ્ પા. ६५, २ પ્રમાણે-લિઢ્ +ઢ-લીઢ-ભાર્ગોપ૦ પાઠ ६ * નોંધ પ્રમાણે-લીઢ પાઠ ६५, ૩ પ્રમાણે-અને કાલદર્શક આગળ પૂર્વે મૂકયો એટલે अलीढ.

---

नित्यकर्मानुष्ठानायास्नासीस्तच्छूद्रादीन्मा स्पृक्षः।

वेणुधमन्याग्निमध्मासिषम्। तदस्मिन्प्रदीप्ते वह्नावाहुतीः प्रास्य।

भोः पुरोहित भवदाज्ञामनुसृत्य बटवेऽहं सावित्रीमुपादिक्षम्। तदधुनान्यत्करणीयं दर्शय।

विवाहविधेरितिकर्तव्यतामत्रत्या ब्राह्मणा नाज्ञासिषुरतो मां तत्संपादनायाह्वन्।

अस्तमयासीद्रविस्तिमिरेणावृतं नभः। तत्किमद्यापि गां नाधुक्षत पयः।

कृषीवला भूमिमकृक्षन्परं त्वाद्रासु स्थितेऽपि सूर्ये पर्जन्यो न वर्षति।

मा वयं भ्रातरः परस्परं द्विक्षामेत्यस्माकं पितासन्नमरणो रिक्थस्य समानांश्चतुरो भागानकरोत्।

महाकार्यारम्भे देवो गुरुजनश्च वन्दितव्य इति वचनमनुरुध्य गृहदेवतां मातरं पितरमन्यांश्च वृद्धान्प्राणंसिष्म।

कूपतडागादिनिर्माणाय महान्तो यत्ना युष्माभिः कृतास्ते कस्मिन्पर्यवासासिषुः।

इदं मधु किं नालिक्षः। रुचिकरमेतत्।

---

## ગુજરાતી વાક્યો.

૧. તે પોતાના છોકરાને ભેટયો (श्लिष्) અને છાટીફાટ રડયો (रुद्).

૨. અમે અમારા ઘોડાપર ચઢયા છીએ (आ+रुह्) અને શત્રુ સામા જઈએ છીએ.

૩. ગઈ કાલે આણેલાં ફુલો કરમાઈ ગયાં છે (म्लै) તેમને ફેંકી દો અને નવા આણો.

૪. ચંદ્રકેતુ અને લવ કેવી રીતે એક બીજા સાથે લડ્યા તે કહીને અને રામે તેમને શાંત રહેવા કેવી રીતે આજ્ઞા કરી તે કહીને અટકયો (वि+रम् પરસ્મૈ૦).

૫. મે હજી વિચાર કર્યો નથી કે કયું મારે માટે સારૂં પડશે, કાયદાનો અભ્યાસ કે વૈદકનો (वि+मृश्).

૬. તમે પુષ્પ સુંઘ્યું ! (घ्रा) તે ઘણું સુગન્ધિ છે.

૭. રાજા ગાદીપર બેઠો છે (उप+विश्) અને પ્રધાનોની સલાહ લે છે.

૮. અમે તમને આટલા વખત સુધી સંકટમાંથી કે ઈજામાંથી બચાવ્યા (पा) અને હવે દગલબાજ થાઓ છો, બીજું શું વધારે શોકજનક થઈ પડે ?

૯. જે સ્ત્રીએ તને અણગમતું કોઈ દિવસ કંઈપણ કર્યું નથી તેને તે કેમ તજી દીધી (हा) ?

---

## શબ્દકોષ ૨૩.

अनुष्ठान ન. કરવું તે, બજાવવું તે.

अस्त પુ. સૂર્યનું આથમવું તે.

आर्द्रा સ્ત્રી. છઠ્ઠું ચન્દ્રનું નક્ષત્ર.

आवृत आ+वृનો કર્મણિ ભૂ. કૃ. ભરેલું, ઢંકાયલું.

आसन्नमरण પુ. સ્ત્રી. ન. (आसन्न પુ. સ્ત્રી. ન. પાસેનું, અને मरण ન. મોત) જેનું મોત પાસે આવ્યું હોય તે, ચોકે નાખેલું.

आहुति સ્ત્રી. યજ્ઞનું બળિદાન.

इतिकर्तव्यता સ્ત્રી. કંઈ કરવાની રીત.
करणीय વિધ્યર્થકૃદન્ત; જે કરવાનું હોય તે.
गृहदेवता સ્ત્રી. કુલદેવતા, ઘરનો દેવ.
तिमिर ન. અંધારૂં.
धमनी સ્ત્રી. ભુંગળી.
नित्यकर्मन् ન. નિત્ય કરવાનું ધર્મકાર્ય.
पर्जन्य પુ. વરસાદ.
प्रदीप्त दीप् 'દીપવું' નો ભૂ. કૃ. प्र જોડે, ચકચકિત પ્રકાશતું.
भाग પુ. ભાગ.
रिक्थ ન. માલમિલકત, ધન.
रुचिकर પુ. સ્ત્રી. ન. સ્વાદિષ્ટ.
वन्दितव्य वन्द् નો વિધ્યર્થ કૃ. નમવાજોગ.
वृष् ૧. ગ. પરસ્મૈ૦ વરસવું.
वेणु પુ. વાંસ.
संपादन ન. પૂર્ણ કરવું તે, સિદ્ધ કરવું તે.
समान પુ. સ્ત્રી. ન. બરોબરિયું.
सावित्री સ્ત્રી. ઋગ્વેદનો પવિત્ર મન્ત્ર, એને બહુધા ગાયત્રી કહે છે અને સર્વ બ્રાહ્મણ દરરોજ જપ કરે છે.
सो ૪ ગ. પરસ્મૈ૦ અન્ત આવવો; परि+अव જોડે, પરિણામ થવો.

---

ઈજા अनर्थ पु., पीडा स्त्री., संकट न.
ચન્દ્રકેતુ (રામના ભાઈ લક્ષ્મણનો પુત્ર) चन्द्रकेतु पु.
છાતીફાટ प्रमुक्तकण्ठम् (ક્રિ. વિ. તરીકે વપરાય છે).
દગલબાજ થવું द्रुह् ૪. ગ. પરસ્મૈ૦.
ધર્મશાસ્ત્ર धर्मशास्त्र न.
વધારે શોકકારક दुःखतर पु. स्त्री. न.
વૈદકશાસ્ત્ર वैद्यक न., आयुर्वेद पु.
સામા જવું अभि+गम्.
સુગન્ધિદાર सुरभि पु. स्त्री. न.

# પાઠ ૨૪મો.

## ભાગ ૧લો.

## અદ્યતનભૂતકાળ (ચાલુ).

### ચોથો ને પાંચમો પ્રકાર.

૧. અદ્યતનભૂતકાળના ઘણાજ સામાન્ય પ્રકારો ચોથાને પાંચમા છે. જે કોઈ ધાતુ બીજા કોઈ પ્રકારમાં ગણાયા નહિ હોય તે આ બેમાંથી કોઈપણ પ્રકારના હોય છે. તેજ પ્રમાણે કોઈ ધાતુ બીજા કોઈ પણ પ્રકારનો વિકલ્પે હોય કે પરસ્મૈપદમાંજ હોય તો તેનો બીજો પ્રકાર કે આત્મનેપદનાં રૂપો આ બેમાંથી એક રીતે થાય છે.

૨. (અ) પ્રત્યય પૂર્વે इ લગાડવાથી પાંચમો પ્રકાર ચોથાથી જુદો પડે છે તેથી પાંચમામાં सेट् ધાતુઓ આવે છે, ચોથામાં अनिट् આવે છે. (બ) स्तु અને सु પરસ્મૈ૦ પાંચમાપ્રકારના અનિટ્ હોવા છતાં ગણાય છે. (ક) वृ અને પૂર્વે જોડાક્ષર હોય એવા ऋકારાન્ત ધાતુઓ અને દીર્ઘ ॠકારાન્ત ધાતુઓ જ્યારે આત્મનેપદમાં હોય અને (ડ) જે ધાતુઓ વિકલ્પે सेट् છે તે બેમાંથી ગમે તે એક પ્રકારના છે. (ઈ) धू જ્યારે પરસ્મૈ૦ હોય ત્યારે અને अञ्ज् પાંચમા પ્રકારનાંજ છે.

૩. स्तु અને क्रम् જ્યારે આત્મનેપદના પ્રત્યયો લે છે ત્યારે इ લેતા નથી.

૪. (અ) अस् 'હોવું' નાં હ્યસ્તનભૂતકાળનાં રૂપોની નિશાની आનો લોપ કરી પ્રત્યય તરીકે ધાતુને લગાડવામાં આવે છે. (બ) ૩. પુ. બ. વ. सन् ને બદલે सुः છે. (ક) પાંચમા પ્રકારમાં જ્યારે પૂર્વે इ આવે છે ત્યારે બીજા અને ત્રીજા એકવચનમાં स् નો લોપ થાય છે. (ડ) પા. ૧૦૪, ૪માં આપેલો ध्व નો ढ्व થવાનો નિયમ આ કાળમાં ध्वम्માં પણ લાગે છે. ध्वम् નો ढ्वम्, र् તેની પૂર્વે આવે ત્યારે પણ થાય છે.

૫. स्‌ની પૂર્વે અને પછી અનુનાસિક અને અંતઃસ્થ વ્યંજન સિવાય બીજો કોઈ વ્યંજન આવે તો स् નો લોપ થાય છે; જેમકે अभिद्+स्त =अभित्त; अभैद्+स्ताम्=अभैत्ताम्.

### ચોથો પ્રકાર.

પરસ્મૈ૦.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|
| सम् | स्व | स्म |
| सीः | स्तम् | स्त |
| सीत् | स्ताम् | सुः |

આત્મને૦.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|
| सि | स्वहि | स्महि |
| स्थाः | साथाम् | ध्वम् |
| स्त | साताम् | सत |

### પાંચમો પ્રકાર.

પરસ્મૈ૦.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|
| इषम् | इष्व | इष्म |
| ईः | इष्टम् | इष्ट |
| ईत् | इष्टाम् | इषुः |

આત્મને૦.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|
| इषि | इष्वहि | इष्महि |
| इष्ठाः | इषाथाम् | इध्वम् |
| इष्ट | इषाताम् | इषत |

## પરસ્મૈપદ.

### ચોથો પ્રકાર.

૫. પરસ્મૈપદમાં ચોથા પ્રકારમાં ધાતુના સ્વરની વૃદ્ધિ થાય છે; જેમકે भिद् = अभैत्सीत्.

### પાંચમો પ્રકાર.

૬. પરસ્મૈપદમાં પાંચમા પ્રકારમાં (અ) અન્ત્ય इ, उ, ऋ ને ऌ હ્રસ્વ કે દીર્ઘની, (બ) જે ધાતુને છેડે र् કે ल् હોય એવા ધાતુઓનો ઉપાન્ત્ય अ તેમજ वद् ને व्रज्‌ના अની વૃદ્ધિ થાય છે; જેમકે लू–अलौ+इषम् –अलाविषम्, चर्–अचारिषम्, फल्–अफालिषम्.

૭. વ્યંજનથી શરૂ થતા અને र् ને ल् સિવાય બીજા કોઈ પણ વ્યંજન અંતે હોય એવા ધાતુઓનો अ જોડાક્ષરને લીધે દીર્ઘ ન હોય તો વિકલ્પે તેની વૃદ્ધિ થાય છે; જેમકે गद्–जगदीत् કે अगादीत्.

૮. અપવાદઃ–ह्, म्, य् અન્તે હોય એવા ધાતુઓ અને क्षण्, श्वस्, जागृ, कट्, लग्, हस्, श्वि અને કેટલાક બીજા ધાતુઓમાં વૃદ્ધિ થતી નથી; જેમકે क्रम्–अक्रमीत्.

૯. ઉપાન્ત્ય इ, उ, ऋ, ऌ અને जागृને श्विના અન્ત્ય સ્વરનો પાંચમા પ્રકારમાં ગુણ થાય છે; सिध्–असेधीत, शुच्–अशोचीत्, कृत्–अकर्तीत्.

### આત્મનેપદ.

## ચોથો પ્રકાર.

૧૦. ચોથામાં આત્મનેપદી ધાતુના પ્રકાર, (અ) અન્ત્ય इ કે उ હ્રસ્વ કે દીર્ઘ હોય તો ગુણ થાય છે, (બ) અન્ત્ય ऋનો ઉપાન્ત્ય સ્વરમાં ફેરફાર થતો નથી. नी–अनेष्ट, सु–असोष्ट, मृ–अमृषत. ૩. પુ. બ. વ. भिद्+अभित्त, અન્ત્ય દીર્ઘ ऋમાં (૧લો પાઠ, ૯મો નિયમ) ફેરફાર થાય છે, स्तॄ–अस्तीर्ष्ट, वृ–अवूर्ष्ट.

૧૧. હ્રસ્વ સ્વર પછી स्त અને स्थाःના स्નો લોપ થાય છે; જેમકે हृ+अहृत.

૧૨. આત્મનેપદ दा, धा અને એવા અંગવાળા બીજા ધાતુઓ અને स्थाમાં અન્ત્ય आને બદલે इ આવે છે. આ इ નો ગુણ થતો નથી; आदित, आदिषाताम्.

## પાંચમો પ્રકાર.

૧૩. અન્ત્ય સ્વર કે ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે; જેમકે लू–अलविष्ट, मुद्–अमोदिष्ट.

૧૪. આત્મનેપદ ચોથા પ્રકારમાં हन्‌નો અનુનાસિક જરૂર લોપાય છે. गम् અને यम् 'પરણવું'માં વિકલ્પે અનુનાસિકનો લોપ થાય છે. हन् ને બદલે वध् પરસ્મૈ૦માં ખાસ અને આત્મને૦માં વિકલ્પે વપરાય છે. वध्‌માં વૃદ્ધિ થતી નથી. आ+हन् આત્મ૦–आ+अ+हन्+स्त–ह+त ૧૧ પ્રમાણે –अहत–आहत, દ્વિ. વ. आहसाताम्–બ. વ. आहसत. બીજું રૂપ अवधिष्ट. उप+यम् આત્મને૦–उपायत, उपायसाताम् ઇ૦ કે उपायंस्त, उपायंसाताम् ઇ૦. सम्+गम् આત્મને૦–समगत કે समगंस्त ઇત્યાદિ

૧૫. पद्‌નું ૩જા પુ. એ. વ. अपादि થાય છે स्त ને બદલે इ વપરાયો છે. दीप्, जन्, बुध् ૪ ગ. पुर्, ताय् અને प्यास्‌માં स्त કે ( इष्ट ) ને બદલે इ વિકલ્પે પ્રત્યય તરીકે આવે છે.

૧૬. (અ) ગણકાર્ય રહિત કાળની પેઠે અદ્યતનનો સાતભેદ તૈયાર અંગને આત્મનેપદના પ્રત્યયો લગાડવાથી થાય છે. (પાઠ ૧૫ ભાગ ૨ જો. ૩ જો નિયમ) (બ) પહેલો બીજો ત્રીજો અને છઠ્ઠો

પ્રકાર મૂળભેદનોજ છે. તેથી સણભેદમાં આ પ્રકારના ધાતુઓ ચોથો, પાંચમો અને સાતમો પ્રકાર આત્મનેપદમાંજ લે છે (ક) અદ્યતનભૂતકાળના સણભેદમાં ૩ જા પુ. એ. વ. માં બધાજ ધાતુઓ स्त કે (इष्ट) કે सत ને બદલે इ લે છે

૧૭. આ इ પહેલાં અન્ત્યસ્વર અને ઉપાન્ત્ય अ ની વૃદ્ધિ થાય છે, અને બીજા ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરોનો ગુણ થાય છે; અને जन् અને (આ+चम्. कम् અને वम्) સિવાયના મકારાન્ત સેટ્ ધાતુઓના अ નો ફેરફાર થતો નથી.

૧૮. इ પહેલાં અન્ત્ય आ માં य् ઉમેરાય છે.

૧૯. हन् ના સ્વરની વૃદ્ધિ થાય છે ત્યારે ह् નો घ् થાય છે.
(પાઠ ૮૪, ૭ પ્રમાણે.)

भृ પરસ્મૈપદ અને આત્મને૦.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| ૧લો પુ. | अभार्षम् | अभार्ष्व | अभार्ष्म | अभृषि | अभृष्वहि | अभृष्महि |
| ૨જો ,, | अभार्षीः | अभार्ष्टम् | अभार्ष्ट | अभृथाः | अभृषाथाम् | अभृढ्वम् (ढ्) |
| ૩જો ,, | अभार्षीत् | अभार्ष्टाम् | अभार्षुः | अभृत | अभृषाताम् | अभृषत |

अ+भृ+सीत्—भार् પા. ૨૨૧, ૫ પ્રમાણે-अभार्षीत् (માર્ગો૦ પા. ૨૫ † નોંધ પ્રમાણે).

अ+भृ+स्त સ્વર જેવો ને તેવો રહેછે, પા. ૨૨૨, ૧૦ (બ) પ્રમાણે-स्નો લોપ પાનુ ૨૨૨, ૧૧ પ્રમાણે એટલે-अभृत.

लू પરસ્મૈ૦ / लू આત્મને૦.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧લો પુ. | अलाविषम् | अलाविष्व | अलाविष्म | अलविषि | अलविष्वहि | अलविष्महि |
| ૨જો ,, | अलावीः | अलाविष्टम् | अलाविष्ट | अलविष्ठाः | अलविषाथाम् | अलविध्वम् (ढ्वम्) |
| ૩જો ,, | अलावीत् | अलाविष्टाम् | अलाविषुः | अलविष्ट | अलविषाताम् | अलविषत |

अ+लू+इन्—लौ+इन् પા. ૨૨૧, ૬ (અ) પ્રમાણે—अलावीत्

अ+लू+इष्ट—लू-लो પા ૨૨૨, ૧૩ પ્રમાણે-अलविष्ट

૧. प्रछ् , अनिट છે તેથી ચોથો પ્રકાર; अ+प्रछ्+सीत्–प्राछ् પા. ૨૨૧, ૫ પ્રમાણે–प्राप् પા. ૬૯. ૯ પ્રમાણે–प्राक् પા. ૬૫, ૪ પ્રમાણે–प्राक्+षीत् માર્ગો. પાઠ ૨૫ ‡ નોંધ પ્રમાણે–अप्राक्षीत्–દ્વિ. વ. अ+प्रछ्+स्ताम्–प्राछ+ताम् પાઠ ૨૪ ૧ અને ૫ પ્રમાણે–प्राष्+ताम्=प्राष्टाम् માર્ગો૦. પાઠ ૬ * નોંધ પ્રમાણે –अप्राष्टाम्; બહુવ. अप्राक्षुः. ૨ પુ. अप्राक्षीः–अप्राष्टम्–अप्राष्ट. ૧ લો પુ. अप्राक्षम्–अप्राक्ष्व–अप्राक्ष्म.

૨. तृप्નું એક રૂપ अतृपत् છે. આ ધાતુ પા. ૧૦૫, ૬ પ્રમાણે इ વિકલ્પે લે છે તેથી તે ચોથા અને પાંચમા પ્રકારનો છે. अ+तृप+सीत्–त्रप् વિકલ્પે પાઠ ૧૩, ૧૩ પ્રમાણે–त्राप् પાઠ ૨૪, ૫ પ્રમાણે–अत्राप्सीत्, तृप्–तार्प् પાઠ ૨૪, ૫ પ્રમાણે-अतार्प्सीत्; દ્વિ. વ. अत्राप्ताम् અને अतार्प्ताम्, કેમકે स् નો પાઠ ૨૪, ૧ પ્રમાણે લોપ થાય છે. પાંચમા પ્રકારનું રૂપ अतर्पीत् થાય છે. એમાં પાઠ ૨૪, ૯ પ્રમાણે ગુણ થાય છે; દ્વિ. વ. अतर्पिष्टाम् ઇ૦. આ પ્રમાણે આ ધાતુનાં ચાર રૂપો થાય છે. दृप् નાં રૂપ આજ પ્રમાણે થાય છે.

૩. त्यज्–अ+त्यज+सीत्–त्याज्  પાઠ ૨૪, ૫ પ્રમાણે–त्याक् માર્ગો. પાઠ ૨૫ † પ્રમાણે-त्याक्+षीत् માર્ગો. પાઠ ૨૫ * પ્રમાણે–अत्याक्षीत्; દ્વિ. વ. अत्याक्ताम्, આમાં પાઠ ૨૪, ૧ પ્રમાણે स् નો લોપ થાય છે.

૪. दह–अ+दह्+सीत्–दाह् પાઠ ૨૪, ૫ પ્રમાણે–दाघ् પા. ૬૬, ૫ પ્રમાણે–धाघ् પાઠ ૯, ૭ પ્રમાણે–धाक् માર્ગો. પા. ૫ † નોંધ પ્રમાણે–अधाक्षीत्; દ્વિ. વ. अ+दह्+स्ताम्–अ–दाह्+स्ताम्. પહેલાં તો स् લોપાય છે, એટલે अ+दाह्+ताम्–दाघ्+ताम् પા. ૬૬, ૫ પ્રમાણે–दाघ्+धाम् પા. ૬૫ ૨, પ્રમાણે–अदाग्धाम् પા. ૬૭, ૬ પ્રમાણે; બ. વ. अधाक्षुः

૫. वस्–अ+वस+सीत्–वास्–वात् પા. ૧૨૭, ૧ પ્રમાણે–अवात्सीत्; દ્વિ. વ. अ+वास+स्ताम्. પા. ૨૨૦, ૧ પ્રમાણે, स्ताम् ના स् નો લોપ કરતાં પહેલાં वस् ના स् નો त् કરવો–अवात्ताम्.

૬. वह–अ+वह+षीत्–वाह्–वाढ् પા. ૬૪, ૧ પ્રમાણે–वाक् પા. ૬૫. ૪ પ્રમાણે–वाक् + षीत् – अवाक्षीत्. દ્વિ. વ. अ+वह् + स्ताम् – वाह् + ताम्–

वाढ्+ताम्–वाढ्+धाम् પા. ૬૫, ૨ પ્રમાણે–वाढ्+ढाम्–वाढाम् પા. ૬૫, ૩ પ્રમાણે–अवोढाम् પા. ૧૧૮, ૨ પ્રમાણે. એવાજ ફેરફાર तम्, त અને આત્મનેપદ त, थास् અને ध्वम् પહેલાં થાય છે.

૭. रुध् પરસ્મૈ૦ અને આત્મને૦ છે. પા. ૨૦૬, ૪ (બ) પ્રમાણે. અદ્યતન ભૂતકાળનું એક રૂપ अरुधत् છે. બીજા માટે अ+रुध्+सीत्–रौध् પા. ૨૨૧, ૫ પ્રમાણે–रौत् માર્ગો. પા. ૫ ‡ નોંધ પ્રમાણે–अरौत्सीत्; દ્વિ. વ. रौध्+स्ताम्–रौध्+ताम्; स् લોપાવાથી रौध्+धाम् પા. ૬૫, ૨ પ્રમાણે–रोद्धाम् પા. ૬૭, ૬ પ્રમાણે–अरोद्धाम् બ વ.; अरौत्सुः આત્મને૦. अ+रुध्+स्त, स् નો લોપ થયો એટલે रुध्+त–પછી ઉપર પ્રમાણે रुद्ध–अरुद्ध, દ્વિ. વ. अरुत्साताम्, બ. વ. अरुत्सत.

૮. लभ् આત્મને૦–अलभ्+स्त–लभ्+त–लभ्+ध–લબ્ધ–અલબ્ધ; દ્વિ. વ. अ+लभ्+साताम्–अलप्साताम् માર્ગો. પા. ૫ † નોંધ પ્રમાણે.

૯. स्खल्–अस्खालीत् પા. ૨૨૧, ૬ (બ) પ્રમાણે; नद्–अनदीत् કે अनादीत् પા. ૨૨૧, ૭ પ્રમાણે; नन्द्–अनन्दीत्.

૧૦. सृज् અનિટ્ છે એટલે ૪થો પ્રકાર લે છે. अ+सृज्+सीत्–स्रज પા. ૧૦૯, ૧૮ પ્રમાણે–स्राज् પા. ૨૨૧, ૫ પ્રમાણે–स्राष् પા. ૬૯, ૯ પ્રમાણે–स्राक् પા. ૬૫, ૪ પ્રમાણે–स्राक्+षीत् માર્ગો. પાઠ ૨૫ § નોંધ પ્રમાણે–अस्राक्षीत्.

૧૧. वृ પરસ્મૈ૦ ને આત્મને૦ સેટ્ છે તેથી પાંચમો પ્રકાર લે છે; પરસ્મૈ૦ अवारीत्. આત્મનેપદમાં પા. ૨૨૦, ૨ (ड) પ્રમાણે ચોથો ને પાંચમો બન્ને લે છે. अ+वृ+स्त–अ+वृ+त પા. ૨૨૨, ૧૧ પ્રમાણે–अवृत; अ+वृ+इष्ट–वर्+इष्ट પા. ૨૨૨, ૧૩ પ્રમાણે–अवरिष्ट–वर्+ईष्ट વિકલ્પે પા. ૧૨૭, ૩ પ્રમાણે–अवरीष्ट.

૧૨. अधि+इ અનિટ્ છે, એટલે ચોથો પ્રકાર લે છે; अधि+आ+इ +स्त–अधि+आ+ए+स्त–अधि+ऐ+स्त–अध्यैष्ट; અથવા अधि+अ+गा+स्त–गी+स्त પા. ૧૨૬, ૨ પ્રમાણે–अध्यगीष्ट.

---

दुष्टाञ् शब्दान्मा प्रयुक्ष्महि म्लेच्छाश्च मा भूमेत्यध्येयं व्याकरणम्।

ओदनं शाकांश्च सूदा अपाक्षुरतोऽधुना सर्वान्ब्राह्मणान्भोजय।

कनिष्ठं पुत्रमहमब्रवं पुत्रक कुसुमपुरं गत्वा तत्रैकस्मिन्गृहे मया निक्षिप्तं धनमास्ते तद्गृहाण। सोऽगच्छत्। निवृत्य च मामब्रवीत्तात भ्रातरो मे तत्रागत्यास्मभ्यमेतद्धनं पितादादिति वदन्तः सर्वमेव तदादिषत।

यत्त्वं सत्यमवादीस्तत्तुभ्यमहमेतद्गवां शतं ददामि।

त्वमात्मनः पूर्वभार्यामत्याक्षीरन्यां च पर्यणैषीरिति यदश्रौषं तत्किं सत्यम्।

मुग्धाकृतिरतीव प्रियश्चावयोः शिशुरमृतेति शोकविक्लोऽहं भार्या च मे। परंतु किं वृथाशोकेन सत्यमेव तद्यत्कविराह।

कश्चैकान्तं सुखमुपगतो दुःखमेकान्ततो वा।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण॥

ऋषयो वै सरस्वत्यां सत्रमासत। ते कवषमैलूषं सोमादनयन्दास्याः पुत्रः कितवोऽब्राह्मणः कथं नो मध्येऽदीक्षिष्टेति।

साचिव्ये मामेवान्यान्सर्वाननादृत्य राजाऽयौक्षीदतोऽभियुक्तेन मनसा मया कार्यमनुष्ठेयम्॥

अस्मिन्क्षेत्रे विपुलं धान्यमवाप्स्म।

अङ्गीकृतं महत्कार्यं पारयितुमक्षमा वयमुदस्राक्ष्म।

अखिला मनोरथा मेऽफालिषुरतोऽहं सुखमस्वाप्सं न किंचिदवेदिषम्।

किं नाद्याप्यग्निरथमद्राष्ट प्रत्यहं त्रिरनेन मार्गेण स नीयते।

मुक्तकेशीं मां दृष्ट्वा दुर्योधनस्य भार्या भानुमत्यहसीत्तन्मे दहति देहमित्यब्रवीद्भीमं द्रौपदी।

असमर्थोऽयमर्जुनो धार्तराष्ट्रैः सह योद्धुमतः सङ्ग्रामान्न्यवर्तिष्टेति जना ब्रूयुः ॥

भार्या मे पुत्रमसविष्ट। अतो जातकर्मादि संस्काराणां संभारान्करोमि।

अधुनैव सोऽत्रागत्यायं पुरुषः सुविनीतोऽयं दुर्विनीत इति बहु प्रालापीत्। मैवं पुनः प्रलपीदित्येकदा तं भृशं ताड्य।

अस्माभिराज्ञप्तः पौराणिकः पुराणकथाः कथयितुमारब्ध तदेहि श्रोतुम्।

परिचारकं मे दन्दशूकोऽदाङ्क्षीत्तत्त्वरस्व भिषजं गत्वौषधमानय।

इयन्तं कालमुद्यमं कुर्वन्नपि सुखं नालप्सि तस्मान्नियतिर्बलीयसी।

महता प्रयत्नेन तेन संचितं धनमहृथास्तस्मात्पापोऽसि गर्हणीयचरितोऽसि।

तेऽभ्ययुर्भवनं तस्य सुप्तं चैक्षिषताथ तम्।
अवोचत्कुम्भकर्णस्तं वयं मन्त्रेऽभ्यधाम यत्।
न त्वं सर्वं तदश्रौषीः फलं तस्येदमागमत्॥
प्राज्ञवाक्यान्यवामंस्था मूर्खवाक्येष्ववास्थिथाः।
अध्यगीष्ठाश्च शास्त्राणि प्रत्यपत्था हितं न च॥
मूर्खास्त्वामववञ्चन्त ये विग्रहमचीकरन्।
अभाणीन्माल्यवान्युक्तमक्षंस्थास्त्वं न तन्मदात्॥
ततोऽक्रन्दीद्दशग्रीवस्तमाशिश्वसदिन्द्रजित्।
निरयासीच्च संक्रुद्धः प्रार्चिचच्च स्वयंभुवम्॥
सोऽलब्ध ब्रह्मणः शस्त्रं स्यन्दनं च जयावहम्॥
प्रोदपाति नभस्तेन स च प्रापि महागिरिः।
यस्मिन्नज्वालिषू रात्रौ महौषध्यः सहस्रशः॥

एतं ह वा ऐन्द्रं महाभिषेकं वासिष्ठः सात्यहव्योऽत्यरातये जानंतपये प्रोवाच। तस्माद्वत्यरातिर्जानंतपिरराजा* सन्विद्यया समन्तं सर्वतः पृथिवीं जयन्परीयाय। स होवाच वासिष्ठः सात्यहव्योऽजैषीर्वै समन्तं सर्वतः पृथिवीं महन्मा‡ गमयेति। स होवाचात्यरातिर्जानंतपिर्यदा ब्राह्मणोत्तरकुरूञ्जयेयमथ त्वमु हैव पृथिव्यै§ राजा स्याः सेनापतिरेव तेऽहं स्यामिति। स होवाच वासिष्ठः सात्यहव्यो देवक्षेत्रं वै तन्न वै तन्मर्त्यो जेतुमर्हत्यद्रक्षो+ वै म आऽत इदं दद इति। ततो हात्यरातिं जानंतपिमात्तवीर्यं निःशुक्रममित्रतपनः शुष्मिणः शैब्यो राजा जघान।

## ગુજરાતી વાક્યો.

૧. દુશ્મનોએ વીસ ગામ બાળી નાખ્યા છે (दह्) અને હવે મુખ્ય શહેર સામા કુચ કરે છે.

૨. પાંજરામાં પુરાયલાં પક્ષીઓ ઉડી ગયાં છે (उद्+डी આત્મને૦).

૩. લાંબો વખત થયાં જે મિત્રોની વાટ જોતો હતો તે આવ્યા છે (आ+गम् કે आ+इ) અને હમણાજ ગાડીમાંથી ઉતર્યા છે (अव+तृ).

૪. બાગમાં ઝાડોની ડાળીઓ અમે કાપી નાંખી છે (लू કે छिद्).

૫. ખેતીવાડી માટે સિંધુને લગતી ઘણી નહેરો અમે ખોદી છે (खन्).

૬. જ્યારે તેણે કહ્યું કે સંસ્કૃતપણ્ડિત દશ દિવસમાં થાઉં ત્યારે હું હસ્યો (स्मि).

૭. યજ્ઞદત્તે હમણાં છોકરાનાં ઉપનયનનો વિધિ કર્યો (कृ, वि+धा કે अनु+स्था), તે વખતે બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપી.

---

* સમાસને છેડે આવેલા કેટલાક શબ્દોમાં અન્ત્ય વર્ણમાં જે ફેરફાર થાય છે તે अ કે अन् પૂર્વપદ હોય એવા તત્પુરૂષ સમાસમાં એટલે નञ् તત્પુરૂષમાં થતા નથી.

‡ अस्मद् નું દ્વિ. એ. વ.

§ ચતુર્થી ષષ્ઠીના અર્થમાં વપરાય છે.

+ द्रुह् ને સામાન્ય નિયમ પ્રમાણે સાતમો પ્રકાર લગાડ્યો છે, અને તેના द् નો घ् થયો નથી.

૮. મદદ માટે પોતે ગોવિન્દને બોલાવવા માણસ મોકલ્યું છે, એ તેમને હમણાંજ યાદ આવ્યું ( स्मृ ).

૯. બીતા મા ( मा+भी ), તું જોય છે તે નાગ નથી પણ દોરડું છે.

૧૦. અંગ્રેજોએ આગેવાન ફીતુરીને મારી નાંખ્યા છે ( वध् ) અને દેશ ફરી જીત્યો છે ( पुनर्+जि ).

૧૧. આખો દિવસ ઘેર બેસી રહેવાથી અને બીજું કાંઈ પણ ન કરવાથી દારિદ્ર અને ઘણાં દુઃખકારક દરદો થયાં ( जन् કે निस्+पद् ).

૧૨. મે તમને કહ્યાં હતાં તે ઘરેણાં તમે કર્યાં છે (कृ)? જો તમે કર્યાં હોય તો બતાવો.

૧૩. રાજાના મોજણીદારોએ હજી જમીન માપી નથી ( मा ).

૧૪. અમે બધા કાગળો ફાડી નાખ્યા છે ( दृ ) હવે તે કામના નથી.

૧૫. તેણે દવા વાટી છે ( क्षुद् ), વાસણ ખાલી કર્યું છે ( रिच् ), અને ભૂકો તેમાં નાખ્યો છે ( नि+क्षिप् ), પાણી રેડ્યું છે,* ને તે દેવતા પર મૂક્યું છે.

૧૬. ગોવિન્દની ઇચ્છા પાર પડી છે ( तृप् ), અને તે હવે સુખી છે.

૧૭. તેણે બધાં સંસારિક કામો છોડી દીધાં છે ( परित्यज् ), અને હવે તે સંન્યાસી થયો છે ( परिव्रज् ).

૧૮. તેમણે ગઈ કાલે આપેલા પૈસા અમે હજી લીધા નથી ( प्रतिग्रह् ).

૧૯. તેમણે રાજાને ઇમાનદારીથી સેવ્યો છે ( सेव् ).

૨૦. બજારમાં વેપારીઓએ બધું રૂ વેચાતું લીધું છે ( परि+क्री ) અને તે ઇંગ્લાંડ મોકલી દીધું છે ( प्र+हि ).

૨૧. ઘરનું છાપરૂં વાંદરાઓએ ભાંગી નાંખ્યું છે ( भञ्ज् ).

૨૨. બાપદાદાની મીલકત ભાઈઓએ વહેંચી લીધી છે ( वि+भज् ).

૨૩. મે લોકોનાં મેહેણાં શાન્ત રીતે સહન કર્યાં છે ( सह् ), અને સતત રાજ કરવા માથે લીધું છે ( वह् ).

૨૪. બે રાજાઓએ લશ્કર ચડાઈ માટે તૈયાર કર્યું છે ( सम्+नह् ).

---

*पॄ+जलेन કે सिच्+नि. नि પછી सिच् નું षिच् થાય છે.

अन्तर ન. ફેર.
अन्तरित પુ. સ્ત્રી. ન. તફાવતવાળું, જુદું પડેલું.
अन्य સર્વ૦ પુ. સ્ત્રી. ન. ઇતર, બીજું.
अन्यथा ક્રિ. વિ. બીજી રીતે, નહિતો.
अन्येद्युः ક્રિ. વિ. બીજે દિવસે.
अन्वाह (अनु+आह) તે બોલે છે.
अन्वित अनु+इ નો કર્મણિ ભૂ. કૃ. યુક્ત, સહિત, ભરેલું.
अन्विष्यत् (इष् ૪ ગ. પરસ્મૈ૦નો વર્તમાન કૃ. अनुपૂર્વક) શોધતાં.
अप् સ્ત્રી. પાણી (બ. વ. માં વપરાય છે).
अपचिति સ્ત્રી. પૂજા.
अपथ्य ન. અવગુણકારક ચીજ.
अपयशस् ન. અપકીર્તિ.
अपर સર્વ૦ પુ. સ્ત્રી. ન બીજું.
अपराधसहस्र ન. (सहस्र ન હજાર) હજારો અપરાધો.
अपराम्बुनिधि પુ. (अपर બીજો એટલે પશ્ચિમ, અને अम्बुनिधि સમુદ્ર) પશ્ચિમનો સમુદ્ર.
अपवित्र પુ. સ્ત્રી. ન. અપવિત્ર, પાપી
अपेक्षित ન. अप+ईक्ष् નો કર્મણિ ભૂ. કૃ. જે ઇચ્છેલું હોય તે.
अप्रणय પુ. કઠોરતા.
अप्रतिविधेय પુ. સ્ત્રી. ન. ઉપાય રહિત, દુઃસાધ્ય.
अप्रतिहत પુ. સ્ત્રી. ન. પ્રતિબન્ધ રહિત, અટકાવાય નહીં એવું.
अप्रमत्त પુ. સ્ત્રી. ન. (अ અને प्रमत्त બેપરવા) બેપરવા નહીં તે, સાવચેત.
अप्रवक्तृ પુ. જે બોલતો અથવા શિખવતો નથી.
अब्ज ન. કમળ.
अब्द પુ. વર્ષ.
अभाजन ન. અપાત્ર, નાલાયક, અમુક કાર્યને માટે નિર્મિત નથી તે.
अभिगीत (अभि+गै ૧ ગ. પરસ્મૈ૦ નો કર્મણિ ભૂ. કૃ.) ગાએલું, ગવાયલું.
अभिचैद्यम ક્રિ. વિ. (चैद्य પુ. ચેદિનો રાજા, એ કૃષ્ણનો શત્રુ હતો) ચૈદ્યતરફ.
अभिताप પુ. ઘણોજ બળતો તાપ.
अभिनव પુ. સ્ત્રી. ન. નવીન, કોમળ.
अभिमन्यु પુ. અર્જુનનો પુત્ર.
अभिमुख પુ. સ્ત્રી. ન. સામું.
अभियुक्त પુ. સ્ત્રી. ન. ગુણી, યોગ્ય, પુણ્યશાળી.

अभिषेचनीय પુ. રાજસૂય યજ્ઞમાં એક ક્રિયા કરવામાં આવે છે તેનું નામ, તે યજ્ઞ કરવાનો દિવસ.

अभिसंधा સ્ત્રી. વચન, નિશ્ચય.

अभिहित (अभि+धा નો કર્મણિ ભૂ. કૃ.) બોલાયલું.

अभ्यागत (अभि+आ પૂર્વક गम् નો ભૂ. કૃ.) આવેલું; પુ. પરોણો.

अम् ૧ ગ. પરસ્મૈ० હાલવું.

अमावास्या સ્ત્રી. અમાસ.

अमित्र પુ. શત્રુ.

अमुत्र ક્રિ. વિ. પરલોકમાં.

अमृत ન. દેવતાઓનું પાન, અમૃત.

अमोघ પુ. સ્ત્રી. ન. સફળ, ખરૂં.

अम्भस् ન. પાણી.

अम्भोजिनी સ્ત્રી. કમળનો છોડ.

अय् ૧ ગ. આત્મને० उद् જોડે, ઉદય થવો.

अयस् ન. લોઢું.

अरण्यवास પુ. (अरण्य ન. જંગલ, વન. અને वास પુ રહેઠાણ) વનમાંનું રહેઠાણ.

अरित्री સ્ત્રી. દુશ્મનની બૈરી.

अरुण પુ. સૂર્યનો સારથિ.

अरुष् પુ. ન. ઘા. જખમ.

अर्घ्यसत्कार પુ. (सत्कार પુ. માન) અર્ઘ્યથી એટલે અતિથિની પૂજા કરવાના અથવા તેને માન આપવાનાં સાહિત્યથી આપેલું માન.

अर्ज् ૧ ગ. પરસ્મૈ० અને ૧૦ ગ. મેળવવું. કમાવવું.

अर्थ् ૧૦ ગ આત્મને० યાચવું, प्र+अर्थ् અરજ કરવી.

अर्थ् પુ. ખરોભાવ, અર્થ, ઇચ્છેલી વસ્તુ.

अर्थसंशय પુ. (संशय પુ. શક, ભય) ધનને લગતો ભય.

अर्थापय નામ ધાતુ. પરસ્મૈ०આત્મને० સ્પષ્ટ કરી સમજાવવું.

अर्थिन् પુ. ગરજવાન, જાચક.

अर्द् ૧ ગ. અને ૧૦ ગ. પીડવું, દમવું.

अर्धकोटी સ્ત્રી. (अर्ध ન. અડધું, અને कोटी સ્ત્રી. કરોડ) અડધો કરોડ અથવા પચાસ લાખ

अर्यमन् પુ. દેવલોક, ગતપૂર્વજ.

अर्वन् પુ. ઘોડો.

अर्ह् ૧ ગ. પરસ્મૈ० અને ૧૦ ગ. ઘટવું, છાજવું.

अलक्ष्मी સ્ત્રી. ખોટું નસીબ, દરિદ્રતા.

अलस પુ. સ્ત્રી. ન. સુસ્ત, મન્દ, આળસુ.

अलाभ પુ. નુકશાન.

अलोभ પુ. સંતોષ.

अल्प પુ. સ્ત્રી. ન. નાનું, થોડું.

अनल्प પુ. સ્ત્રી. ન ઘણા, ઘણું.

अल्पविषय સ્ત્રી. ટુંકા વિષયવાળી, ટુંકી.

अवज्ञात अव+ज्ञा નો કર્મણિ ભૂ. કૃ. ધિક્કારાયલું.

अवदात પુ. સ્ત્રી. ન. સુંદર, સફેત, શ્વેત, સ્વચ્છ, પુણ્યશાળી.

अवर સર્વ૦ પુ. સ્ત્રી. ન. પાછલું, પછીનું.

अवलम्बमान પુ. સ્ત્રી. ન. (अव+लम्ब्‌નો વર્તમાન કૃદંત) લટકતું.

अवलेप પુ. ગર્વ.

अवश પુ સ્ત્રી. ન. પરાધીન, પરવશ, આશ્રયરહિત.

अवश्यम्‌ ક્રિ. વિ. નક્કી.

अवस्थान ન. રહેઠાણ.

अवहित (अव + धा નો ભૂ. કૃ.) ધ્યાન રાખેલું.

अवाच्‌ પુ. સ્ત્રી. ન. દક્ષિણનું.

अविघ्न પુ. સ્ત્રી. ન. અડચણ વગરનું.

अविनाशिन्‌ પુ. સ્ત્રી. ન. નાશ નહીં પામે એવું.

अविलम्बितम्‌ ક્રિ. વિ. તરત.

अव्यय પુ. સ્ત્રી. ન. ફરે નહીં એવું, નિર્વિકાર.

अश्‌ ૫ ગ. આત્મને૦ મેળવવું, ભોગવવું, વ્યાપવું; वि+अश्‌ વ્યાપવું.

अश्‌ ૯ ગ. પરસ્મૈ૦ ખાવું.

अशक्त પુ. સ્ત્રી. ન. નબળું, અશક્તિમાન્‌.

अशन ન. ખાવું તે, ભોજન

अशना સ્ત્રી. ભુખ.

अशोक પુ. આશોપાલવનું ઝાડ.

अश्वतर પુ. ખચ્ચર.

अश्वमेध પુ. એક પ્રકારનો યજ્ઞ (એમાં અશ્વનું બળિદાન થાય છે).

अश्वहृदय ન. ઘોડા ચલાવવાની કળા.

अश्विन्‌ (દ્વિ. વ.માં વપરાય છે) બે સ્વર્ગલોકના વૈદ્યો (સાથે જન્મેલા).

अष्टावक्र પુ. પુરૂષનું નામ છે.

अस्‌ ૫ ગ. निर्‌ જોડે, રદ કરવું, કાઢી નાખવું.

अस्‌ ૨ ગ. પરસ્મૈ૦ હોવું.

असंशयम्‌ ક્રિ. વિ. નક્કી.

असत्पुरुषसेवा સ્ત્રી. (सत्‌ પુ. સ્ત્રી. ન. સારૂં, सेवा સ્ત્રી. ચાકરી) દુષ્ટ અથવા નિર્દય પુરૂષની ચાકરી.

असन्‌ ન. લોહી.

असह्य પુ. સ્ત્રી. ન. (सह्‌નો વિધ્યર્થ કૃદન્ત अ જોડે) સેહેવાય નહીં તેવું.

असार પુ. સ્ત્રી. ન. (सार પુ. જીવ, તત્ત્વ) તત્ત્વ વગરનું, ફાયદા વગરનું, નકામું.

असिधारा સ્ત્રી. (धारा સ્ત્રી. ધાર) તલવારની ધાર.

असिधाराव्रत ન. તરવારની ધાર ઉપર સુઈ રહેવાના જેવું કઠણ વ્રત.

असु પુ. જીવ, પ્રાણ (આ અર્થમાં હંમેશાં બ. વ. માં વપરાય છે કેમકે પ્રાણ પાંચ છે).

असुभङ्ग પુ. મોત.

असूयय નામધાતુ. દ્વેષભાવ રાખવો.

असृज् ન. લોહી.

अस्त પુ. સૂર્યનું આથમવું તે.

अस्तगिरि પુ. પશ્ચિમનો પર્વત જેના ઉપર સૂર્ય, ચંદ્ર અને તારા આથમે છે એવું કલ્પેલું છે તે.

अस्थि ન. હાડકું.

अहन् ન. દિવસ.

अहरहः અ. દરરોજ.

अहर्निशम् ક્રિ. વિ. દહાડો ને રાત.

अहर्निशम् ન. (સમાહારદ્વન્દ્વ) દહાડો ને રાત.

अहि પુ. સર્પ.

अहोरात्र પુ. રાતદિવસ.

अह्नाय અ. ક્રિ. વિ. તત્ક્ષણ, તરતજ, જલદીથી.

## आ

आ મર્યાદા દાખવનાર અવ્યય, અવધિદર્શક અવ્યય.

आकार પુ. આકાર, રૂપ.

आकाशवायु પુ. આકાશમાંનો વાયુ.

आक्षेप પુ. મેહેણું, નિન્દા.

आख्या સ્ત્રી. નામ.

आगामिन् પુ. સ્ત્રી. ન. આવનારો રી—રૂં.

आङ्गिरस् પુ. अङ्गिरस નો વંશજ.

आचरित પુ. સ્ત્રી. ન. આચરેલું. વર્તેલું; ન. આચરણ, કૃત્ય.

आचार्य પુ. વિદ્યાર્થીને જનોઈ પહેરાવી વેદ શિખવે તે ધર્મગુરૂ.

आजि પુ. સ્ત્રી લડાઈ, યુદ્ધ.

आज्ञप्त કર્મણિ ભૂ. કૃ. હુકમ કીધેલું.

आत्त પુ. સ્ત્રી. ન. आ + दत्त (दा 'આપવું' નો કર્મણિ ભૂ. કૃ.) લઇ લીધેલું

आत्मघातक પુ. ન. (आत्मन् પોતે, घातक મારનાર) પોતાનો નાશ કરનાર.

आत्मघातिन् પુ. સ્ત્રી. ન. આપઘાત કરનાર.

आत्मदमन ન. મનનો કબજો રાખવો તે.

आत्ममाज् પુ. જેને આત્મા છે તે, માણસ.

आत्मरुचित પુ. સ્ત્રી. ન. પોતાને ગમેલું.
आत्महित ન. (आत्मन् પોતે અને हित ભલું) પોતાનું ભલું.
आत्मीय પુ. સ્ત્રી. ન. પોતાનું.
आदर પુ. લક્ષ, માન.
आदिहेतु પુ. મૂળકારણ.
आनन ન. મુખ.
आनीत आ+नी નો કર્મણિ ભૂ. કૃ. આણેલું
आन्तर પુ. સ્ત્રી. ન. અંદરનું.
आप् ૫ ગ. પરસ્મૈ૦ મેળવવું, સપાદન કરવું; अव + आप् મેળવવું, પામવું.
आपराह्णिक પુ. સ્ત્રી. ન. પાછલા પહોરને લગતું, ઉતરતા દિવસને લગતું.
आपाण्डुर પુ. સ્ત્રી. ન. થોડું ફીકું.
आप्त પુ. મિત્ર, હિતઇચ્છિનાર.
आप्रीत પુ. સ્ત્રી. ન. આપ્રી નામની કેટલીક ઋચા ભણીને અભિષેક કરાયલું.
आमिष પુ. ન. માંસ.
आमोद પુ. સુગન્ધ, સુવાસ, ખુશબો.
आयत्त પુ. સ્ત્રી. ન. આધીન, સત્તામાં રહેલું, વશ.
आयास्य પુ. ઋષિનું નામ છે.
आयुष्काम પુ. લાંબો આવરદા ઇચ્છિનાર.

આયુસ્ ન. જીદગી.
आराधना સ્ત્રી. પૂજા.
आराधित પુ. સ્ત્રી. ન. સતુષ્ટ કીધેલું.
आरूढ आ+रुह् નો ભૂ. કૃ. ચઢેલું.
आर्त પુ. સ્ત્રી. ન. દુઃખિત, પીડિત.
आर्द्र પુ. સ્ત્રી. ન. ભીનું.
आर्द्रा સ્ત્રી. ચન્દ્રનું છઠ્ઠું નક્ષત્ર.
आलवाल ન. ઝાડના મૂળની આસપાસ પાણી ભરી મૂકવા માટે કીધેલું કુન્ડાળું, ક્યારો.
आलाप પુ. વાતચીત.
आली સ્ત્રી ઓળ, પક્તિ.
आविक्षित પુ. अविक्षित્ નો પુત્ર.
आवृत आ+वृ નો કર્મણિ ભૂ. કૃ. ભરેલું, ઢકાયલું.
आशा સ્ત્રી. ઉમેદ.
आशिस् સ્ત્રી. આશીર્વાદ.
आशीविष પુ સર્પ
आस् ૨ ગ. આત્મને૦ બેસવું, अधि+आस् બેસવું; उप+आस् પૂજવું, ઉપાસના કરવી; सत्र+आस् યજ્ઞ સમારભ કરવો, ઘણા યજ્ઞો અનુક્રમે કરવા.
आसन् ન. મુખ.
आसन्नमरण પુ. સ્ત્રી. ન. (आसन्न પુ. સ્ત્રી ન. પાસેનું અને मरण ન. મોત) જેનું મોત પાસે આવ્યું હોય તે, ચોકે નાંખેલું.

आसाद्य પુ. સ્ત્રી. ન. મેળવાય તેવું.
आसीन પુ. સ્ત્રી. ન બેઠેલું, आस્નો વર્તમાન કૃ.
आस्थान ન. સભાસ્થાન, સભામણ્ડપ.
आस्य ન. મોઢું, મુખ.
आस्वाद પુ. રુચિ.
आहव પુ. યુદ્ધ, લડાઈ.
आहुति સ્ત્રી યજ્ઞનું બલિદાન.

इ

इ ૨ ગ. પરસ્મૈ૦ જવું, अभि+इ –તરફ જવું, अव+इ જાણવું; आ+इ આવવું; उद्+इ ઉગવું, આબાદ થવું, ઉદય થવો; निर्+इ નિકળવું; परि+इ આસપાસ ફેરો કરવો; व्यति+इ જતા રહેવું; वि+अप+इ જૂદું પડવું; शरणम्+उप+इ તાબે થવું, શરણે જવું; सम्+इ એકઠું થવું, સાથે આવવું.
इ ૧ ગ. પરસ્મૈ૦ उद् જોડે, ઉગવું, ઉદય થવો.
इ ૨ ગ. આત્મને૦ अधि જોડે, અભ્યાસ કરવો, અધ્યયન કરવું.
इक्ष्वाकु પુ. સૂર્યવંશી રાજાઓનો મૂળપુરૂપ.
इच्छु પુ સ્ત્રી. ન. ઇચ્છતું, ઇચ્છનાર.
इतस्ततः ક્રિ. વિ. આમ તેમ, અહીંથી તહીંથી.
इतिकर्तव्यता સ્ત્રી. કંઈ કરવાની રીત.
इन्द्रादि ( इन्द्र અને आदि પ્રારંભ ) જેમાં ઇન્દ્ર મુખ્ય છે તે, ઇન્દ્ર વિગેરે.
इन्द्रिय ન. જોર ( અંગનું ).
इन्द्रियसौष्ठव ન. (इन्द्रिय ન. અવયવ, અથવા ઇન્દ્રિય અને सौष्ठव ન. ખુબસુરતી ) રૂપવાળો ધાટ, આરોગ્ય શરીર
इन्द्रियार्थोपसेवन ન. ( इन्द्रिय ન. ઇન્દ્રિય, अर्थ પુ. પદાર્થ, उपसेवन ન. આશ્રય કરવો તે, ઉપભોગ ) ઇન્દ્રિય વિષયનો ઉપભોગ કરવો તે, વિષયીપણું, વિષયલમ્પટપણું.
इन्दुमती સ્ત્રી. એક સ્ત્રીનું નામ છે.
इन्ध् ૭ ગ. આત્મને૦ સળગાવવું, ચેતાવવું
इष्टद પુ. સ્ત્રી. ન. ઇચ્છેલું આપનાર.
इष्टदेवता સ્ત્રી. ઇષ્ટદેવ, આરાધ્ય દેવતા, રક્ષણ કરનાર દેવ.

ई

ई ૪ ગ. આત્મને૦ उद् જોડે, ઉગવું, ઉંચે ઉગવું.
ईक्ष् प्रति જોડે, જોવું, સભાળ લેવી.
ईड् ૨ ગ. આત્મને૦ અને ૧૦ ગ. વખાણવું.
ईदृश પુ. સ્ત્રી. ન. આવું.

ईर् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. उद् જોડે, બોલવું.

ईश् ૨ ગ. આત્મને૦ ધણી થવું, રાજ કરવું.

ईश्वर પુ. રાજા.

ईह् ૧ ગ. આત્મને૦ યત્ન કરવો, તકાવવું.

## उ

उ અવ્યય.

उख् ૧ ગ. પરસ્મૈ૦ જવું.

उग्र પુ. સ્ત્રી. ન. સખત, તીક્ષ્ણ, આકરૂં.

उग्रम् ક્રિ. વિ. જોરથી, સખત, આકરો, કરડો.

उच्चैः અ. ક્રિ. વિ. મોટેથી.

उज्झ् ૬ ગ. પરસ્મૈ૦ નાખી દેવું, ત્યાગ કરવો.

उडुप પુ. ન. ત્રાપો, કોટીઉ.

उत्तम પુ. સ્ત્રી. ન. છેલ્લું.

उत्तमफलक પુ. સ્ત્રી. ન. (उत्तम પુ. સ્ત્રી. ન. સુંદર, શ્રેષ્ઠ, फल ન. ફળ અને क પ્રત્યય) સારા ફળવાળું, સારા પરિણામવાળું

उत्तर સર્વ૦ પુ. સ્ત્રી. ન. ઉપરનું, પછીનું.

उत्तरकुरव પુ. બ. વ. હિમાલયની પેલીમેરના દેશનું નામ છે (ઘણું કરીને આર્ય લોકનું અસલ સંસ્થાન એ હતું).

उत्तरा સ્ત્રી. વિરાટ નામના રાજાની પુત્રી.

उत्तरीय ન. ઉપલું વસ્ત્ર, ઉપરનો પોશાક

उत्तान પુ. સ્ત્રી. ન. ચત્તું.

उत्पथास्थित પુ. સ્ત્રી. ન. (उत्पथ પુ. ખોટો રસ્તો) દોષવાળોમાર્ગ.

आस्थित आ+स्था નો ભૂ. કૃ. પ્રાપ્ત થયલું, ખોટે રસ્તે ગયેલું.

उत्पन्न उद्+पद् નો ભૂ. કૃ. જન્મેલું, ઉપજેલું.

उत्पल ન. કમલ.

उत्सङ्ग પુ. ખોળો.

उत्सृष्ट उद्+सृज् નો કર્મણિ ભૂ. કૃ. છોડેલું.

उदच् પુ. સ્ત્રી. ન. ઉત્તર દિશાનું.

उदन् પુ. પાણી.

उदर ન. પેટ, જઠર.

उदरंभरि પુ. સ્ત્રી. ન. (उदर ન. પેટ અને भृ ભરવું) પોતાનું પેટ ભરે તે, પેટભરો, એકલપેટું અને લોભી.

उदार પુ. સ્ત્રી. ન. ઉમદા, મોટા મનવાળુ, ઉદાર.

उदुम्बर પુ. એક ઝાડનું નામ છે ન. એ ઝાડનું ફળ.

उद्गम પુ. મૂળ, ઉત્પત્તિ, નીકળવું તે.

उद्गातृ પુ. યાજ્ઞિક ગોર, તેનું કામ એટલુંજ કે સામવેદના મન્ત્ર ભણવા.

उद्दामवृत्ति પુ. પુરૂષનું નામ છે.

उद्दालक પુ. પુરૂષનું નામ છે.

उद्धत પુ. સ્ત્રી. ન. ગર્વિષ્ઠ.

उद्धतम् (उद्+हन् નો ભૂ. કૃ. ક્રિ. વિ. તરીકે વપરાય છે) બેફીકરાઈથી, ઉદ્ધતાઈથી.

उद्भूतविस्मय પુ. સ્ત્રી ન. (उद्भूत उद्+भू ઉત્પન્ન થવું, નો ભૂ. કૃ.) જેનામાં અચંબો ઉત્પન્ન થયો છે તે.

उद्यमभृत् પુ. સ્ત્રી. ન. ઉદ્યોગી.

उन्नति સ્ત્રી. ઉંચપણુ, મહાત્મતા.

उन्माद પુ. હર્ષ, પ્રફુલ્લિત થવું તે, વિકાસ.

उपकण्ठ ન. ગામ અથવા શહેરની પાસેની જગ્યા, પાધર, સીમ.

उपकार પુ. પરગજુ કામ, બીજાનું ભલું કરવું તે.

उपकारिन् પુ. સ્ત્રી. ન. ઉપકાર કરનારૂં.

उपकृति સ્ત્રી. ઉપકાર.

उपचय પુ. ખજાનો, સંઘરો અથવા સંચય કરવો તે.

उपचित उप+चि નો કર્મણિ ભૂ. કૃ. એકઠું કરેલું.

उपजनित उप+जन् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ. ઉપજાવેલું.

उपनायन, उपनयन ન. જનોઈની ક્રિયા

उपभोग પું. ભોગવવું તે.

उपयुक्त પુ. સ્ત્રી. ન. ઉપયોગ કીધેલું, વાપરેલું.

उपरत પુ. સ્ત્રી. ન. મુએલું, બંધ થયલું.

उपरि ક્રિ. વિ. ઉપર.

उपरितन પુ. સ્ત્રી. ન. ઉપલું.

उपशम પુ. સંતોષ.

उपाकृत પુ. સ્ત્રી. ન. લાવેલું.

उपायन ન. નજરાણું.

उपालभ्य પુ. સ્ત્રી. ન. ઠપકાલાયક, દોષપાત્ર.

उपेत उप+इ નો કર્મણિ ભૂ. કૃ. જોડાયલું, યુક્ત.

उभ સર્વ. બન્ને.

उभय સર્વ. પુ. સ્ત્રી. ન. બે પક્ષને લગતું.

उर्वी સ્ત્રી. પૃથ્વી.

उलूपी સ્ત્રી. એક નાગકન્યાનું નામ છે. એ થોડા દિવસ અર્જુનની ભાર્યા હતી.

उशनस् પુ. અસુરોના ગુરૂનું નામ છે.

उष् ૧ ગ. પરસ્મૈ૦ બળવું.

उषस् સ્ત્રી. પ્રાતઃકાળની દેવી, મળસકું.
उष्णम् ક્રિ. વિ. ગરમીથી, ઉનું ઉનું.
उष्णरुचि પુ. સૂર્ય.
उष्मन् પુ. ગરમી.

ऊ

ऊर्जित પુ. સ્ત્રી. ન. મોટું, શ્રેષ્ઠ, જાડું, જબરૂં.
ऊर्ध्व પુ. સ્ત્રી. ન. ઉભું, ઉચું.

ऋ

ऋ ૫ ગ. પરસ્મૈ૦ જવું.
ऋज् ૧ ગ. આત્મને૦ મેળવવું.
ऋजु પુ. સ્ત્રી. ન. સાદું, સીધું, સાફ.
ऋण ન. દેવું.
ऋत्विज् પુ. યાજ્ઞિક ગોર.
ऋभुक्षिन् પુ. ઇન્દ્રનું નામ છે.

ए

एकदा ક્રિ. વિ. એકવખત.
एकमनस् પુ. સ્ત્રી. ન. એકમનનું
एकरात्र ન. એકરાત.
एकाकिन् પુ. સ્ત્રી. ન. એકલું, એકાન્તવાસી.
एकान्त પુ. સ્ત્રી ન. એકસરખું.
एकान्तगुण પુ. સ્ત્રી. ન. નિશ્ચિત ગુણવાળું, જેના ગુણ ફરે નહીં તે.
एकान्ततः ક્રિ. વિ. એકસરખી રીતે.
एकैक સર્વ૦ પુ. સ્ત્રી. ન. એકેક, દરેક.
एतादृश પુ. સ્ત્રી. ન. આ તરેહનું, આવું.
एनस् ન. પાપ.

ऐ

ऐक्ष्वाक પુ. ઇક્ષ્વાકુનો વંશજ.
ऐन्द्र પુ. સ્ત્રી. ન. ઇન્દ્ર સંબંધી
ऐलूष પુ. ઇલુષાનો પુત્ર.

औ

औषध ન ઓસડ.

क

कक्षा સ્ત્રી. ઓરડો.
कङ्कण ન. કાંકણુ.
कच પુ. વાળ
कट પુ. સાદડી.
कण्व પુ. ઋષિનું નામ છે.
कतिचित् સર્વ૦ કેટલાએક.
कनक ન. સુવર્ણ.
कन्यका સ્ત્રી. દીકરી.
कपाल પુ. ન. માથું, ખોપરી.
कपिल પુ. સ્ત્રી. ન. પિળાશ પડતો, તપખીરીઆ, બદામી
कम् ૧૦ ગ. આત્મને૦ પ્રીતિ કરવી.
करणीय ન. જે કામ કરવાનું હોય તે, કાર્ય, કર્તવ્ય.

करिन् પુ. હાથી.
करुण પુ. સ્ત્રી. ન. શોકકારક.
करुणापर પુ. સ્ત્રી. ન. દયાળુ.
कर्कोटक પુ. સાપનું નામ છે.
कर्ण પુ. વિશેષ નામ છે.
कर्मपथ પુ. ( कर्मन् કર્મ અને पथिन् માર્ગ, રસ્તો ) કર્મનો માર્ગ એટલે મોક્ષ અથવા નિત્યસુખ મેળવવાને ધર્મ સંબંધી ક્રિયાકર્મ કરવાં તે.
कलत्र ન. સ્ત્રી.
कलह પુ. કજીયો.
कलहंसक પુ. એક જાતનો હંસ
कला સ્ત્રી. હુન્નર.
कलाप પુ સમૂહ.
कलि પુ. કળિયુગ એટલે ચાર યુગમાંનો છેલ્લો અને પાપિષ્ઠ હાલમાં દુનીઆમાં જે યુગ ચાલે છે તે, પાપરૂપી તત્ત્વ.
कलिङ्ग. પુ. દેશનું નામ છે (બ. વ. માં વપરાય છે ).
कल्पान्त પુ. ( कल्प પુ. સૃષ્ટિની અવધી, અને अन्त પુ. છેડો ) સૃષ્ટિની અવધીનો છેડો.
कल्पित क्लृप् નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ કલ્પેલું, યોજેલું, શોધી કાઢેલું
कल्माष પુ. પુરૂષનું નામ છે.
कविता સ્ત્રી. કવિતા, વિદ્યા.
कष्ट પુ. સ્ત્રી. ન. દુઃખિત.
कष्टं कष्टम् ક્રિ. વિ. હાય હાય.
कस् ૧ ગ. પરસ્મૈ० वि જોડે, ખીલવું (ફુલની માફક), વિકાસવું.
काकुत्स्थ પુ. કકુત્સ્થનો વંશજ, રામ.
कात्यायन પુ. એક મોટા વૈયાકરણનું નામ છે.
कादम्वरी સ્ત્રી. અપ્સરાનું નામ છે.
कानन ન. વન અરણ્ય.
काम પુ. ઇચ્છા.
कामदुह् પુ. સ્ત્રી. ન. કોઈ પણ ઇચ્છા પૂર્ણ કરનાર.
कामप्रि પુ. જેની ઇચ્છા પૂર્ણ થઈ છે તે.
काय પુ. શરીર.
कारय कृ નો પ્રેરક, કંઈ પણ ચીજ કરાવવી.
कार्तिक्येकादशी સ્ત્રી. ( कार्तिकी સ્ત્રી. કાર્ત્તિક મહિનાને લગતી, અને एकादशी સ્ત્રી. અગીઆરસ ) કાર્તિક મહિનાની અગીઆરસ.
कार्पण्य ન. હલકાઈ, લઘુતા, નીચપણું.
कार्मुक ન. ધનુષ, કામઠું; अधिज्य+ कार्मुक પુ. સ્ત્રી. ન. જેનું બાણ ખેંચેલું છે તે.

कार्य પુ. સ્ત્રી. ન. કરવાલાયક, કૃત્ય, કામ.
कार्यकर પુ. સ્ત્રી. ન. (બીજાને માટે) કંઈ પણ કામ જે કોઈ કરે તે.
कार्यद्वयाकुल પુ. સ્ત્રી. ન. એક્કી વખતે બે કામ કરવાને લીધે ગભરાયલું.
कालेय પુ. કેટલાક રાક્ષસોનું નામ છે.
काव्य ન. કવિતા.
काश પુ. ન. એક જાતનું ધોળું ફુલ.
काष्ठलोष्टसम પુ. સ્ત્રી. ન. (काष्ठ ન. લાકડું, लोष्ट પુ. અને ન. માટીનું ઢેકું, અને सम સરખું) લાકડાં અને માટીના ઢેફાં જેવું.
काहल પુ. શબ્દ.
किंनर પુ. દેવયોનિવિશેષ.
किंस्वित् કઈ જાતની વસ્તુ ?
कितव પુ. ઠગ, અપ્રમાણિક માણસ.
कियत् પુ. સ્ત્રી. ન. કેટલું.
किरण પુ. પ્રકાશનું કિરણ.
किर्मीर પુ. રાક્ષસનું નામ છે.
किशोरक પુ. શિશુ, છોકરૂં, (જેમકે સિંહનું).
कीर्ति સ્ત્રી. કીર્તિ.
कु (નામની આગળ મુકવામાં આવે છે) ખરાબ, નિન્દિત.
कुक्कुर પુ. કુતરો.
कुञ्जर પુ. હાથી.
कुटुम्बक ન. કુટુમ્બ.
कुट्टिम પુ. ન. ફરસબંદી; मणिकुट्टिम મણિની ફરસબંદી, સ્ફટીકની ફરસબદી.
कुडव પુ. ધાનનું માપ.
कुण्डल ન. કાનનું ઘરેણું.
कुण्डिनपुर ન. શહેરનું નામ છે. વિદર્ભ અથવા વરાડની રાજધાની.
कुतूहल ન. આશ્ચર્ય, જીજ્ઞાસા.
कुमारक પુ. કુમાર.
कुमुद ન. રાત્રે ખીલતું કમળ.
कुम्भ પુ. હાથીના કપાળના ભાગ ઉપરનો ગોળો.
कुम्भकर्ण પુ. રાવણના ભાઈનું નામ છે.
कुरुक्षेत्र ન. કૌરવો લડ્યા તે જગ્યાનું નામ.
कुल ન. કુળ.
कुलज પુ. સ્ત્રી. ન. (कुल ન. કુળ, અને ज जन् 'પેદા થવું' ઉપરથી) કુળમાં જન્મેલું, કુળનું.
कुश પુ. અને लव પુ. રામના દીકરાઓ.
कुसुमपुर ન. શહેરનું નામ છે.
कूल ન. કિનારો.

कृ ૮ ગ. પરસ્મૈ૦ આત્મને૦ કરવું, अङ्गी+कृ આશ્રય લેવો, અગીકાર કરવો; अधि+कृ તાકવું, લાગુ પાડવું, अधिकृत्य તાકીને, એટલે સબંધ રાખીને, લાગુ પાડીને; अप+आ+कृ દૂર કરવું; अलम्+कृ શણગારવું; आविस् + कृ ખુલ્લું કરવું,ઉઘાડવું;उप+कृ ઉપકાર કરવો, ભલું કરવું; तिरस+कृ ધિક્કારવું;नमस्+कृ નમસ્કાર કરવો, નમનકરવું; नि+कृ ઇજા કરવી, અપકાર કરવો; निस्+आ ( निरा ) +कृ નિરાકરણ કરવું, ત્યાગ કરવો, છોડી દેવું; प्रति+कृ વેર લેવું, સામા થવું; वशी+कृ વશ કરવું

कृ ૫ ગ પરસ્મૈ૦ આત્મને૦ મારવું

कृच्छ्रत्रय ન. ( कृच्छ्र ન. પ્રાયશ્ચિત્ત અને त्रय ત્રણ) ત્રણ પ્રાયશ્ચિત્ત.

कृत् ૬ ગ. પરસ્મૈ૦ કાપવું

कृत / कृतयुग } ન. સત્યયુગ, ચાર યુગમાંને પહેલો યુગ, જગતનો પહેલો અને ઉત્તમ કાળ.

कृतिका સ્ત્રી દત્તક લીધેલી (પુત્રી).

कृतिन् પુ. સ્ત્રી. ન. જેનું કાર્ય સફળ થયું છે, કૃતકૃત્ય, સારૂં, ગુણવાળું.

कृते અ. લીધે, વાસ્તે.

कृत्स्न પુ. સ્ત્રી. ન. આખું.

कृपण પુ. સ્ત્રી. ન કદરી, હલકા મનવાળું.

कृपानिधि પુ. ( कृपा સ્ત્રી. દયા અને निधि પુ ભંડાર ) દયાનો ભંડાર, ઘણો દયાળુ.

कृपालु પુ. સ્ત્રી. ન. માયાળુ.

कृश પુ. સ્ત્રી ન. અશક્ત, પાતળું.

कृष् ૧ ગ. પરસ્મૈ૦ ખેંચવું; वि+प्र +कृष् નિકૃષ્ટ સ્થિતિમાં આણવું

कृषि સ્ત્રી. ખેતી.

कृष्ण પુ. વિષ્ણુનો આઠમો અવતાર.

कृष्णपक्ष પુ. અંધારિયું.

कृष्णवर्मन् પુ. પુરૂષનું નામ છે.

कृष्णसार પુ. હરણ.

कृष्णसाहाय्य ન કૃષ્ણની મદદ.

कॄ ૬ ગ. પરસ્મૈ૦ વિખેરવું; वि+कॄ પાથરવું.

कॄ ૯ ગ. પરસ્મૈ૦ આત્મને૦ મારવું, નાશ કરવો

कॄत् ૧૦ ગ. તારીફ કરવી, વખાણવું, સ્તુતિ કરવી.

केयूर પુ. બાજુબંધ, બાહુભૂષણ, કોણી ઉપર પેહેરવાનું ઘરેણું.

केश પુ. વાળ.

केसरिन् પુ. સિંહ.

कैतव ન. ઠગાઈ, કપટ.

कोटी–टि સ્ત્રી. કરોડ.

कोप પુ. કોપ, ગુસ્સો.

कोशागार ન. તીજોરી.

कौमारक ન. બાળપણુ.

क्रन्दित ભૂ. કૃ. (નામ તરીકે વપરાય છે) ન. બૂમ.

क्रम् ૧ ગ. અને ૪ ગ. પરસ્મૈ૦ ચાલવું, પગલું ભરવું; આત્મને૦ લાગુ થવું, અસર કરવી; अति+क्रम् પેલી તરફ ચાલવું અથવા જવું, જૂદા પડવું, ઓળાગવું, પાર જવું; आ+क्रम् ઉપર થઈને ચાલવું, ઉગવું, ઉચે ઉગવું.

क्री ૯ ગ. પરસ્મૈ૦ આત્મને૦ ખરીદવું; निस्+क्री રૂસવત આપી પોતાનુ કરી લેવું, નિષ્ક્રિય આપવો, ખંડણી આપી છોડવવું; वि+क्री વેચવું.

क्रीडाशैल પુ. (क्रीडा સ્ત્રી. રમત, ગમત, शैल પુ પર્વત) ગમતને માટે પર્વત, મોજ કરવાનો પર્વત.

क्रुध् ૪ ગ. પરસ્મૈ૦ ગુસ્સે થવું; अभि+सम् જોડે કોપવું, ક્રોધ કરવો.

क्रुश् ૧ ગ. પરસ્મૈ૦ वि જોડે, રડવું, શોક કરવો.

क्लम् ૧ ગ. અને ૪ ગ. પરસ્મૈ૦ થાકવું, થાકી જવું, પરિશ્રમ પામવો, નરમ પડવું, ઉદાસીમાં હોવું.

क्लान्त क्लम् નો ભૂ. કૃ. થાકી ગયલું, નિર્ગત થયલું, કરમાયલું, ગ્લાનિ પામેલું.

क्लिद् ૪ ગ. પરસ્મૈ૦ ભીના થવું.

क्लिन्द् ૧ ગ. પરસ્મૈ૦ શોક કરવો.

क्लिश् ૯ ગ. પરસ્મૈ૦ દુઃખ દેવું, પીડા કરવી, પીડવું.

क्लीब પુ. ન. નપુંસક.

क्वथ् ૧ ગ. પરસ્મૈ૦ उद् જોડે, ઉકળવું.

क्षण्–क्षिण् ૮ ગ. પરસ્મૈ૦ ઘાયલ કરવું.

क्षणध्वंसिन् પુ. સ્ત્રી. ન. (क्षण પુ. પળ અને ध्वंसिन् નાશ પામતું) ક્ષણમાં નાશ પામતું, ક્ષણિક, ક્ષણભગુર.

क्षणिकत्व ન. ક્ષણભંગુરપણું.

क्षत क्षण् નો કર્મણિ ભૂ. કૃ. ઘાયલ થયલું.

क्षम् ૪ ગ. પરસ્મૈ૦ માફ કરવું.

क्षमिन् પુ. સ્ત્રી. ન. ક્ષમા કરનાર.

क्षय પુ. નાશ, ઘટાડો.

क्षिति સ્ત્રી. પૃથ્વી, જમીન.

क्षितीश પુ. (क्षिति સ્ત્રી. પૃથ્વી) રાજા.

क्षीर न. દૂધ.
क्षुद् ૭ ગ પરસ્મૈ૦ આત્મને૦ ખાંડવું; ભૂકો અથવા ચુરો કરવો.
क्षुद्र પુ. સ્ત્રી. ન. હલકુ, નીચ.
क्षुभ् ૯ ગ. પરસ્મૈ૦ ક્ષોભ પમાડવું, ગભરાવવું, આકુળ વ્યાકુળ કરવું.
क्षेत्रदेवता સ્ત્રી. (क्षेत्र ન. ખેતર અને देवता દેવ) ખેતરપાળ.
क्षै ૧ ગ. પરસ્મૈ૦ ક્ષય પામવો.

ख

ख ન. માણસના શરીરના પોલા ભાગ, જેવાકે મોહડું, નાક વિગેરે.
खङ्गकृष्ट પુ. સ્ત્રી. ન. (खङ्ग પુ. તલવાર) જેણે તલવાર ખેંચી છે તે.
खलभुजङ्ग પુ. (खल પુ. દુષ્ટ, भुजङ्ग પુ. સાપ) દુષ્ટ માણસરૂપી સર્પ.
खलु અ. નિશ્ચય.
खादिर પુ. સ્ત્રી. ન. खदिर એટલે ખેરનું.
खिद् ૭ ગ. અને ૪ ગ. આત્મને૦ અને ૬ ગ. પરસ્મૈ૦ ખિન્ન થવું, નાખુશ થવું, ખોટું લાગવું.
ख्या ૨ ગ. પરસ્મૈ૦ કહેવું.

ग

गगनमध्य પુ. ન. (गगन ન. આકાશ, मध्य પુ. ન. વચલો ભાગ) આકાશનો મધ્ય ભાગ.
गजघटाशत ન. (घटा સ્ત્રી. રચના, સમૂહ, સમુદાય, शतं ન. સો) હાથીઓની સો હાર, સેંકડો હાથીઓ.
गजपुंगव પુ. સારામાં સારો હાથી.
गण्डकी સ્ત્રી. નદીનું નામ છે.
गण्डकीतीर ન. ગણ્ડકીનો કિનારો.
गण्डस्थल ન. હાથીનાં લમણાં.
गतजीवित પુ. સ્ત્રી. ન. મુએલું.
गति સ્ત્રી. આશ્રય, આસરો, ચાલવું.
गद् ૧ ગ. પરસ્મૈ૦ બોલવું.
गदा સ્ત્રી. ગદા.
गन्तुकाम પુ. સ્ત્રી. ન. જવાને આતુર.
गन्धर्वकन्या સ્ત્રી. ગન્ધર્વની છોકરી.
गभीर પુ. ન. ગંભીર.
गम् अभि જોડે, હુમલો કરવો; प्रति+उद् જોડે, તરફ જવું.
गरुड પુ. વિષ્ણુદેવનું વાહન.
गरुडाज्ञा સ્ત્રી. સર્પજાતિના શત્રુ ગરૂડનો હુકમ.
गर्भ પુ. ગર્ભ
गर्भाष्टम પુ. સ્ત્રી. ન. (गर्भ પુ. ગર્ભ રહેવો તે, અને अष्टम આઠમું) ગર્ભ રહ્યા પછી આઠમું.
गर्ह् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. હલકો વિચાર બાંધવો, નિન્દવું.
गल પુ. ગળું.

गलित गल् નો ભૂ. કૃ. ગળેલું, પડેલું.

गहन પુ. સ્ત્રી. ન. દુર્ગમ, ભેદાય કે પેસાય નહીં એવું; ન. અરણ્ય, ઝાડી.

गाण्डीव ન. અર્જુનના ધનુષનું નામ છે.

गात्र ન. અવયવ, શરીર.

गाधोदक ન. (गाध પુ. સ્ત્રી. ન. છાછર, અને उदक પાણી) છાછર પાણી.

गान्धर्व પુ. એક પ્રકારની લગ્નક્રિયા છે. એ ક્રિયા પ્રમાણે વરકન્યાની પરસ્પર અનુમતિ થઈ એટલે લગ્ન થાય બીજું કશું જોઈએ નહીં.

गार्हपत्य પુ. ગૃહસ્થ હમેશા જે પવિત્ર અગ્નિ રાખે છે તે, અગ્નિનું નામ છે, ગૃહકૃત્ય.

गिर् સ્ત્રી. વાણી.

गुण પુ. ફાયદો.

गुप् ૧ ગ. પરસ્મૈ૦ રક્ષણ કરવું.

गुप्ति સ્ત્રી ગુપ્તપણું, રક્ષણ.

गुरुता સ્ત્રી. મોટાઈ, દબદબો, ભપકો.

गुर्वी गुरुનું સ્ત્રી. મોટી, મોટા કદવાળી.

गुल्मपाल પુ. (गुल्म પુ. કિલ્લો) કિલ્લાનું રક્ષણ કરનાર.

गुह् ૧ ગ. પરસ્મૈ૦ આત્મને૦ છાનું રાખવું, ગુપ્ત રાખવું.

गृध् ૪ ગ. પરસ્મૈ૦ અતિલોભ.

गृह् ૧ ગ. આત્મને૦ હલકો વિચાર બાંધવો, નિન્દવું.

गृहदेवता સ્ત્રી. કુળદેવતા, ઘરની અથવા કુળની દેવી.

गृहमेधिन् પુ. ગૃહસ્થધર્મ પ્રમાણે વર્તનાર.

गॄ ૬ ગ. પરસ્મૈ૦ ગળવું; सम्+गॄ આત્મને૦ વચન આપવું.

गॄ ૯ ગ. પરસ્મૈ૦ सम् જોડે, બોલવું.

गो પુ. આખલો; સ્ત્રી. ગાય, વાણી, પૃથ્વી.

गोचर પુ. વિષય, કંઈ પણ પહોંચી શકે એટલી હદ.

गोमती સ્ત્રી. નદીનું નામ છે.

गोरोचना સ્ત્રી. એક જાતનું ચકચકિત પીળું અનુલેપન.

ग्रन्थ् ૯ ગ. પરસ્મૈ૦ ગુથવું, એકત્ર કરવું, રચવું.

ग्रन्थि પુ. ગઠ, ગાંઠ.

ग्रह् (गृह्) ૯ ગ. પરસ્મૈ૦ આત્મને૦ લેવું, ગ્રહણ કરવું; अनु+ग्रह्

અનુગ્રહ કરવો, મહેરબાની કરવી; नि+ग्रह् કબજે રાખવું; वि+ग्रह् લડાઈ કરવી, વિગ્રહ કરવો; सम्+ग्रह् એકઠું કરવું, સગ્રહ કરવો.
ग्रामणी પુ. ગામનો મુખી.
ग्रावन् પુ. પથ્થર.
ग्लै ૧. ગ. પરસ્મૈ૦ થાકી જવું, ગ્લાનિ પામવી
ग्लौ પુ. ચંદ્ર.

## घ

घण्टिका સ્ત્રી. નાનો ઘંટ, ઘંટડી.
घर्म પુ. ગરમી.
घर्मज પુ. સ્ત્રી. ન. (ઘમપુ ઉષ્ણતા) ગરમીથી ઉત્પન્ન થયલું.
घस् ૧ ગ. પરસ્મૈ૦ ખાવું.
घोर પુ. સ્ત્રી ન. ભયંકર, ભયાનક.
घ्रा ૧ ગ. પરસ્મૈ૦ ૩પ જોડે, સુંઘવું.

## च

चकास् ૨ ગ પરસ્મૈ૦ પ્રકાશવું.
चक्रवद्गति પુ. સ્ત્રી. न्. (चक्रवत् ચક્ર અથવા પૈડાની માફક) જેની ગતિ પૈડાની ગતિ જેવી છે તે, હમેશ ફરતું.
चक्ष् ૨ ગ. આત્મને૦ બોલવું; आ+चक्ष् કહેવું; वि+आ+चक्ष् સમજાવવું.
चङ्क्रमण ન. ફરવું તે.
चण्डकौशिक પુ. ઋષિનું નામ છે.
चत्वारः સંખ્યાવાચક પ્ર૦ બ. વ. ચાર.
चन्दन પુ. ન. સુખેડનું લાકડું.
चन्दनमञ्जरी સ્ત્રી. (चन्दन પું. સુખડનું ઝાડ, मञ्जरी સ્ત્રી. અંકુર, માંજર, ફુલ અથવા મોર) ચન્દનના ઝાડનું ડીચકું, ફણગો, મોર, ફુલ વિગેરે.
चन्द्रगुप्त પુ. રાજાનું નામ છે.
चन्द्रापीड પુ. રાજકુમારનું નામ છે.
चम् ૧ ગ. પરસ્મૈ૦ ચાટી જવું, પીવું; आ+चम् આચમન કરવું, (થોડું પાણી મ્હોંમાં લઈ ધર્મ ક્રિયામાં કરવામાં આવે છે તેમ પી જવું).
चम्पकपुष्परेणु પુ. (चम्पक પુ. એક જાતનું સુગંધીદાર ફુલવાળું ઝાડ, ચંપાનું ઝાડ, रेणु પુ. પરાગ, રજ) ચંપાના ફુલની રજ કે પરાગ.
चम्पकवन પુ. ચંપાના ઝાડનો સમૂહ.
चर् ૧ ગ. પરસ્મૈ૦ જવું, બહાર ફરવું.
चरणराग પુ. પગને રંગવા તે, પગનો રંગ.
चरम પુ. સ્ત્રી. ન. છેલ્લું.

चरित चर् નો કર્મણિ ભૂ. કૃ. આચરેલું, કીધેલું.

चर्च्चित चर्च् નો કર્મણિ ભૂ. કૃ. લેપ કીધેલું, ચોપડેલું.

चर्मचक्षुस् ન. (चर्मन् ન. ચામડું અને चक्षुस् ન. આંખ) શારીરિક દૃષ્ટિ.

चल् प्र+वि જોડે, દુર ચાલવું, એક કોરે ચાલવું.

चाटु પુ. ન. મધુર ભાષણ.

चाणक्य પુ. પુરૂષનું નામ છે.

चाण्डाल પુ ચાણ્ડાળ, ભંગિયો.

चारणस्तुत પુ. સ્ત્રી. ન. (चारण પુ. ભાટ) ભાટથી વખણાયલું.

चारुदत्त પુ. પુરૂષનું નામ છે.

चारुसर्वाङ्गी સ્ત્રી. (चारु ખુબસુરત सर्वाङ्ग સઘળાં અવયવ) જેનાં સઘળાં અવયવ સુંદર છે એવી સ્ત્રી.

चार्वङ्गी સ્ત્રી. ખુબસુરત સ્ત્રી, અલબેલી.

चि ૫ ગ. પરસ્મૈ૦ ને આત્મને૦ એકઠું કરવું; ઉપ+चि જાડા થવું; निस्+चि નિશ્ચય કરવો, ઠરાવ કરવો; वि+चि શોધવું. ખોળવું, ઢુંડવું; सम्+चि સંગ્રહ કરવો.

चित् ૧૦ ગ. આત્મને૦ ચેતન હોવું, ગતિ હોવી.

चित्रवन ન. વનનું નામ છે.

चित्रालाप પુ (चित्र જૂદી જૂદી તરેહની, અને आलाप પુ. વાતચીત) જૂદા જૂદા વિષયો ઉપર વાતચીત.

चित्रित પુ. સ્ત્રી. ન. ચિત્રવિચિત્ર કીધેલું, સુશોભિત કરેલું

चिरप्रवृत्त પુ. સ્ત્રી. ન. લાંબા વખતથી ચાલતું.

चिराद् ક્રિ. વિ. લાંબા કાળ પછી.

चूत પુ. આમ્રવૃક્ષ, આંબાનું ઝાડ; ન. આંબાના ઝાડનું ફળ.

चूर्ण પુ. ન. ભુકો, ચુરણ; चूर्णवत् ભુકાના જેવું, ધુળ જેવું

चेत् અ. જો.

चेतस् ન. મન, ચિત.

चैत्र પુ. શાલિવાહન હિંદુ વર્ષનો પેહેલો માસ, ચૈતર.

चैत्ररथ પુ. ગન્ધર્વ લોકોનો દેશ.

## છ.

छद् ૧૦ ગ. प्र જોડે, કોઈપણ ચીજ ઢાંકવી.

छन्दस् ન. છન્દ, વૃત્ત.

छल ન. છળ, કપટ.

छादन ન. ઢાંકણ.

छिद् ૧૦ ગ અને ૭ ગ. પરસ્મૈ૦ આત્મને૦ કાપવું, કાપી નાંખવું, ભાગ કરવા.

## ज.

जक्ष् ૨ ગ. પરસ્મૈ૦ ખાવું.

जगदात्मन् પુ. (जगत् ન. જગત્ દુનિયા, અને आत्मन् પુ. આત્મા) જગત્નો આત્મા.

जगन्नाथ પુ. (जगत् ન. દુનિયા અને नाथ પુ. ધણી) જગત્નો ધણી, જગત્પતિ, જગન્નાયક, ઇશ્વિર.

जगन्नायक પુ. (जगत् ન દુનિયા नायक પુ. ધણી, પતિ) જગત્પતિ.

जघनार्ध ન. (जघन ન કેડ, કટિનો પૂર્વ ભાગ, કોઈ પણ વસ્તુનો પાછલો ભાગ, અને अर्ध અડધું) પાછલો ભાગ.

जङ्घा સ્ત્રી. જાંઘ.

जटा સ્ત્રી. જટા, ગુચવાયલા વાળનું ઝુંડ.

जटिल પુ. સ્ત્રી. ન. લેપ કીધેલું, મિશ્ર કીધેલું

जड પુ સ્ત્રી. ન. જીવ વગરનું, અચેતન, નિર્જીવ.

जन् सम् જોડે, જન્મવું. આબાદ થવું, થઈ જવું.

जनमेजय પુ. પરીક્ષિતના એક છોકરાનું નામ છે, એ અર્જુનનો પૌત્ર હતો.

जनय जन् ‘ઉત્પન્ન કરવું પેદા કરવું’–નોપ્રેરક;जनयितुम् હેત્વર્થ કૃદન્ત.

जनार्दन પુ. કૃષ્ણનું નામ છે.

जन्तु પુ. પ્રાણી.

जन्मभाज् પુ. સ્ત્રી. ન. જન્મેલું; પુ. માણસ.

जन्मान्तर ન. (अन्यजन्म जन्मान्तरम्) બીજો જન્મ.

जप् ૧ ગ. પરસ્મૈ૦ જપવું, ધીમે સાદે બોલવું અથવા પઠવું (મન્ત્રની માફક).

जम्बुमालिन् પુ. રાક્ષસનું નામ છે

जय પુ. જીત.

जयावह પુ. સ્ત્રી. ન. જીત લાવનારૂં; જય આપનારૂં.

जागृ ૨ ગ. પરસ્મૈ૦ જાગવું.

जाड्य ન. જડતા, સુસ્તિ.

जात ન. સમૂહ.

जातकर्मन् ન. ઉત્પત્તિ કાળનો સંસ્કાર.

जातवेदस् પુ. અગ્નિ.

जानंतपि પુ. જનંતપનો પુત્ર.

जानु પુ. ન. ઘુંટણ.

जाया સ્ત્રી. સ્ત્રી, ભાર્યા, પત્ની.
जाह्नवी સ્ત્રી. ગંગા, જહ્નુપુત્રી.
जीवन ન. જીંદગી, ઉપજીવિકા.
जीवनाशा સ્ત્રી. ( जीवन ન. જીવવું તે, જીંદગી, आशा સ્ત્રી. ઉમેદ ) જીવવાની ઇચ્છા.
जीवलोक પુ. મૃત્યુલોક, સજીવ પ્રાણીઓની દુનિયા.
जीवित ન જીંદગી
जीवितलघूकृत પુ. સ્ત્રી. ન. જીંદગીથી અથવા જીવતા રહેવાથી નામોશી પામેલું અથવા માન ભ્રષ્ટ થયેલું.
जृम्भ् ૧ ગ આત્મને૦ सम्+उद् જોડે, યત્ન કરવો, સાધવું, સિદ્ધ કરવું.
जॄ ૧, ૪ અને ૯ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. ઘરડા થવું, ક્ષીણ થવું, જીર્ણ થવું, ઘસાઈ જવું.
जैन પુ જીનમતને અનુસરનાર, જૈન લોકમાનો એક.
ज्ञा ( जा ) ૯ ગ. પરસ્મૈ૦ આત્મને૦ જાણવું; अनु+ज्ञा પરવાનગી આપવી; રજા આપવી; अभि+ज्ञा ઓળખવું.
ज्ञानमार्ग પુ. ( ज्ञान ન. જ્ઞાન, मार्ग પુ. રસ્તો ) મોક્ષ મેળવવા માટે ઈશ્વિરના જ્ઞાનનો રસ્તો.
ज्वल् ૧. ગ પરસ્મૈ૦ બળવું, તપવું, ધગધગવું.

त

तक्ष् ૧ ગ. પરસ્મૈ૦ છોલવું, કાપી નાંખવું; सम्+तक्ष् કકડા કરવા, ઘાયલ કરવું, શબ્દો વડે વિંધવું.
तट પુ. સ્ત્રી. ન. કિનારો, કોર.
तत પુ કોઈપણ સગાનું (છોકરાનું કે બાપનું) કે વાહાલાનું નામ.
तत्त्ववेदिन् પુ. સ્ત્રી. ન. તત્ત્વ જાણનાર.
तदीय પુ. સ્ત્રી ન. તેને લગતું.
तद्वत् ક્રિ. વિ. તેના જેવું, એવીજ રીતે.
तद्विषयक પુ. સ્ત્રી. ન તેને લગતું.
तन ૮. ગ પરસ્મૈ૦ને આત્મને૦ તાણવું, પાથરવું, પ્રવર્તાવવું. જેમકે યજ્ઞ પ્રવર્તાવવો અથવા કરવો; प्र+तन् ફેલાવવું.
तनय પુ. દીકરો
तनु-तनू સ્ત્રી. શરીર.
तन्तु પુ. દોરી, તાતણો.
तन्त्री સ્ત્રી. વાજીંત્ર, વીણા.
तन्द्रय નામધાતુ અથવા સાધિત ધાતુ ( तन्द्रा સ્ત્રી. આળસ, ઉપરથી ) આળસુ થવું.

तन्मध्ये તેની વચ્ચે.
तप् ૧ ગ. પરસ્મૈ૦ તપ કરવું.
तप् ૪ ગ. આત્મને૦ सम् જોડે, દુઃખ થવું.
तपन પુ. જુલમી.
तपोधन પુ. તપ છે ધન જેનું, ઋષિ.
तम् ૪ ગ. પરસ્મૈ૦ દુખિત થવું.
तरी સ્ત્રી. મછવો.
तर्ज् ૧ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. આત્મને૦ ધમકાવવું, ધમકી આપવી, ઠપકો દેવો, નિર્ભર્ત્સના કરવી.
तादृश् પુ. સ્ત્રી. ન. તેના જેવું.
ताप પુ. તાપ.
ताय् ૧ ગ. આત્મને૦ ફેલાવવું.
तार ન. તીણો સ્વર; પુ. સ્ત્રી. ન. તીણું
तावत्कालम् ક્રિ. વિ. તેટલા વખત સુધી.
तावद् ક્રિ. વિ. તે વખતમાં, એ દરમ્યાનમાં.
तिग्म પુ. સ્ત્રી. ન. સખત, તીક્ષ્ણ.
तिथि સ્ત્રી. મહીનાનો કોઈ પણ દિવસ.
तिमिर પુ. ન. અંધકાર.
तिर्यञ्च् પુ. હલકા વર્ગનું પ્રાણી; પુ. સ્ત્રી. ન. આડું, બાજુ પડતું, ત્રાંસું.
तीर्थोदक ન. (तीर्थ ન. નદી જેવી પવિત્ર વસ્તુ, અને उदक ન. પાણી) પવિત્ર પાણી.
तुमुल પુ. સ્ત્રી. ન. પ્રચણ્ડ, ભયંકર, ભારે, ખૂબ ઝામેલું.
तुरग પુ. ઘોડો.
तुरासाह् પુ. ઇન્દ્રનું નામ.
तूर्णम् ક્રિ. વિ. ઉતાવળથી.
तृणराजफल ન. (तृणराज પુ. તાડ) ખજુરીની જાતના ઝાડનું ફળ.
तृप् ૪ ગ. પરસ્મૈ૦ તૃપ્ત થવું, સંતુષ્ટ થવું.
तृष् ૪. ગ. પરસ્મૈ૦ તરસ્યા થવું.
तृष्णा સ્ત્રી. તરસ. લોભ.
तृह् ૭ ગ. પરસ્મૈ૦ મારવું, નાશ કરવો.
तेजस्विन् પુ. સ્ત્રી. ન પ્રકાશમાન.
तोय ન. જળ.
त्याग પુ. દાન.
त्रय ન. ત્રણનો સમુદાય.
त्रस् ૧ ગ. અને ૪ ગ. પરસ્મૈ૦ ધ્રુજવું બિહવું; सम्+त्रस् ત્રાસ પામવો.
त्राण ન. રક્ષણ.
त्रिः ક્રિ. વિ. ત્રણવાર.
त्रिवर्ग પુ. ત્રણ વસ્તુ એટલે ધર્મ અથવા પુણ્ય, અર્થ એટલે પૈસો,

અને काम એટલે ઇચ્છા અથવા ઇચ્છા પૂર્ણ કરવી, એ ત્રણ વસ્તુનો સમુદાય.

त्रिविष्टपास्थान ન. (त्रिविष्टप ન. સ્વર્ગ, आस्थान ન. સભા) દેવોની સભા.

त्रुट् ૪ ગ. અને ૬ ગ. પરસ્મૈ૦ તુટવું, ભાંગવું, કડાક દઈ કકડા થવા.

त्रेता સ્ત્રી. ત્રેતાયુગ, ચાર યુગ-માંનો બીજો યુગ.

त्रैलोक्य ન. ત્રણ લોક.

त्र्यम्बक પુ. રૂદ્રનું નામ છે, શિવ, ત્રિનેત્ર.

त्विष् સ્ત્રી. તેજ, ચળકાટ.

द

दश १ ગ. પરસ્મૈ૦ અને ૧૦ ગ. આત્મને૦ ડંખ દેવો, કરડવું.

दंष्ट्रा સ્ત્રી. દાઢ, અણિદાર દાંત.

दंष्ट्रिन् પુ. તીક્ષ્ણ દાંતવાળું પ્રાણી, સાપ.

दक्षिण સર્વ૦ પુ. સ્ત્રી. ન. દક્ષિણ દિશાને લગતું.

दक्षिणीय પુ. સ્ત્રી. ન. દક્ષિણાને યોગ્ય.

दत् પુ. દાંત.

दत्वा दा 'આપવું,' નો અવ્યય ભૂ. કૃ. આપીને.

દ્ દ્ ૧ ગ. આત્મને૦ આપવું.

ददत् दा 'આપવું'નો વર્તમાન કૃ.

दधि ન. દહીં.

दन्त પુ. દાંત.

दन्दशूक પુ. સાપ.

दमयन्ती નળની સ્ત્રી.

दम्पती પુ. દ્વિ. વ. ધણી ધણી-આણી, જાયાપતિ.

दम्भ પુ. ઢોંગ.

दय् ૧ ગ. આત્મને૦ દયા આવવી.

दयाकुल ન. દયાળુપણું.

दरिद्र પુ. સ્ત્રી. ન. ગરીબ.

दरिद्रा ૨ ગ. પરસ્મૈ૦ ગરીબ હોવું, દરિદ્ર હોવું.

दर्प પુ. અભિમાન.

दल् ૧ ગ. પરસ્મૈ૦ ફોડવું, ફાડવું.

दशन પુ. દાંત.

दशम પુ. સ્ત્રી. ન. દશમું.

दशा સ્ત્રી. સ્થિતિ, અવસ્થા.

दह् ૧ ગ. પરસ્મૈ૦ બળવું.

दा ૩ ગ. પરસ્મૈ૦ આત્મને૦ આપવું.

दा ૨ ગ. પરસ્મૈ૦ કાપવું.

दानव પુ. દૈત્ય, અસુર.

दारक પુ પુત્ર.

दाव પુ. દવાગ્નિ, વનમાં સળગતો અગ્નિ, વન.

दाशरथि પુ. દશરથનો પુત્ર.

दिगन्त પુ. દિશાઓનો અન્ત, સઘળી દિશાઓના દેશો.

दिग्विजय પુ. (दिश् સ્ત્રી. દિશાઓ, विजय પુ. જીત) દિશાઓની જીત, સઘળા દેશોની જીત.

दिदृक्षु પુ. સ્ત્રી. ન. જોવાને આતુર.

दिने दिने ક્રિ. વિ. દરરોજ, પ્રતિદિવસ.

दिव् સ્ત્રી. દિવસ, સ્વર્ગ.

दिवा ક્રિ. વિ. અ દિવસે.

दिव्य પુ. સ્ત્રી. ન. સ્વર્ગીય, સુંદર.

दिव्याश्रमपद ન. ( दिव्य, आश्रमपद ન. આશ્રમ ) સુંદર આશ્રમ.

दिश् સ્ત્રી. દિશા.

दिह् ૨ ગ. પરસ્મૈ૦ ને આત્મને૦ લેપ કરવો.

दीक्ष् ૧ ગ. આત્મને૦ પવિત્ર કરી યજ્ઞ કરવાને યોગ્ય થવું, દીક્ષા લેવી.

दीन પુ. સ્ત્રી. ન. ગરીબ, ગરજવાન, દુઃખી, લાચાર.

दीनबन्धु પુ. (दीन, बन्धु પુ. ભાઈ, ગરીબોનો બન્ધુ) પરગજુ.

दीनार પુ. એક જાતનો સિક્કો ( રોમન ).

दीप् ૪ ગ. આત્મને૦ પ્રકાશવું.

दीपक પુ. સ્ત્રી. ન પ્રકાશમાન કરનાર.

दीप्ति સ્ત્રી. ચળકાટ.

दीर्घम् ક્રિ. વિ. ચિરકાલપર્યન્ત, લાંબું, ઉંડું.

दु ૫ ગ. પરસ્મૈ૦ દુઃખ દેવું, પજવવું, પીડવું.

दुःखपीडित પુ. સ્ત્રી. ન. દુઃખથી પીડાયલું.

दुःखभाज् પુ. સ્ત્રી. ન. દુઃખ ભોગવનાર દુખી.

दुःखसंताप પુ. (दुःख, संताप પુ. તાપ ગરમી) દિલગિરિ, પીડા.

दुःखित પુ સ્ત્રી. ન દુઃખી થયલું.

दुग्ध ન. દુધ.

दुरन्त પુ. સ્ત્રી. ન. જેને છેડે પહોંચવું મુશ્કેલ છે તે, અપાર.

दुराप પુ સ્ત્રી. ન. દુષ્પ્રાપ્ય, મુશ્કેલીથી મેળવાય એવું.

दुरुक्त ન અયોગ્ય શબ્દો, સારી રીતે નહીં બોલાયલા શબ્દો

दुर्ग ન. સંકટથી ઘેરાયલી જગ્યા, દુર્ગમસ્થાન.

दुर्गत પુ. સ્ત્રી. ન દુખિત, દુઃખી સ્થિતિમાં આવેલું.

दुर्दम પુ. સ્ત્રી. ન. મુશ્કેલીથી બશ કરાય એવું.

दुर्धर्ष પુ. સ્ત્રી.ન. પહોંચી ન શકાય એવું.
दुर्नीत ન. દુરાચરણ.
दुर्बुद्ध પુ. સ્ત્રી. ન. સમજવું મુશ્કેલ, અપ્રસિદ્ધ.
दुर्मुख પુ. સ્ત્રી. ન. દુષ્ટ છે મુખ જેનું, દુર્ભાષણ કરનાર.
दुर्योधनभीमसेनौ પુ. દ્વિ. વ. દુર્યોધન અને ભીમસેન (સમાસ છે).
दुर्विदग्ध પુ. સ્ત્રી. ન. વિદ્વત્તાનો વ્યર્થ ગર્વ કરનાર.
दुर्विनीत પુ. સ્ત્રી. ન. ઉદ્ધત.
दुष्कृत ન. દુષ્ટકૃત્ય, દુષ્ટપણું, પાપ.
दुष्ट પુ. સ્ત્રી. ન. નિર્દય.
दुस्तर પુ. સ્ત્રી. ન. ઓળગતાં મુશ્કેલ પડે એવું, દુર્લંઘ્ય.
दुह् ૨ ગ. પરસ્મૈ૦ ને આત્મને૦ દોહવું.
दू ૪ ગ. આત્મને૦ રૂખિત થવું.
दृ ૬ ગ. આત્મને૦ आ જોડે, આદરવું, માન આપવું.
दृढ પુ. સ્ત્રી. ન. મજબુત, સ્થિર.
दृप् ૪ ગ. પરસ્મૈ૦ મગરૂબ થવું.
दृश् સ્ત્રી. આંખ, નજર.
दृ ૯ ગ. પરસ્મૈ૦ ફાડવું.
देव પુ. સ્ત્રી. ન. પ્રકાશમાન
देवकी સ્ત્રી. કૃષ્ણની મા.
देवक्षेत्र ન. દેવ ભૂમિ.
देवता સ્ત્રી. દેવતા.
देवशुनी સ્ત્રી. દેવોની કુતરી.
देवेज् પુ. સ્ત્રી. ન. દેવનો પૂજનાર, દેવપૂજક.
देश પુ. દેશ
देहिन् પુ. શરીરી, માણસ; પુ. સ્ત્રી. ન. શરીરવાળું
दै ૧ ગ પરસ્મૈ૦ अव જોડે, પવિત્ર કરવું, સાફ કરવું.
दो ૪ ગ. પરસ્મૈ૦ अव જોડે, કાપવું, કાપી નાંખવું
दोष પુ. નિન્દા, બદબો.
दोपन् પુ. ન. બાહુ.
दोहनकाल પુ. (दोहन ન. દોહવું काल પુ. વખત) દોહવાનો વખત.
दौर्बल्य ન. નબળાઈ.
दौर्मन्त्र्य ન. દુષ્ટ મસલત, ખોટી સલાહ.
द्युति સ્ત્રી. કાન્તિ, વર્ણ.
द्युम्न ન. પૈસો, વિત્ત.
द्यो સ્ત્રી. સ્વર્ગ.
द्रविण ન. પૈસો, ધન.
द्रव्य ન. પદાર્થ, ચીજ.
द्रु ૧ ગ. પરસ્મૈ૦ દોડવું.
द्रोण પુ. વિશેષ નામ છે.
द्वय ન. બે ચીજોનો સમૂહ, જોડું.
द्वयी સ્ત્રી. બે પ્રકારની.
द्वाःस्थ પુ. સ્ત્રી. ન. દ્વારપાલક.

द्वापर પુ. ત્રીજો યુગ, દ્વાપર યુગ.
द्वार ન. બારણું.
द्वारपाल પુ. દ્વારરક્ષક.
द्विगुण પુ. સ્ત્રી. ન. બેવડું.
द्विजन्मन् પુ. ( द्वि બે, जन्मन् ન. જન્મ ) બે જન્મવાળો, પ્રથમ ત્રણ વર્ણમાંની ગમે તે વર્ણમાંનો કોઈ સખસ, બ્રાહ્મણ.
द्विजिह्व પુ. ( जिह्वा સ્ત્રી. જીભ ) બે જીભવાળો, સાપ.
द्विजोत्तम પુ. બ્રાહ્મણોમાં શ્રેષ્ટ.
द्विष् ૨ ગ. પરસ્મૈ૦ને આત્મને૦ ધિક્કારવું, દ્વેષ કરવો.
द्विष् પુ. શત્રુ.

ध

धनाशा સ્ત્રી. પૈસાની ઈચ્છા.
धनुर्ज्या સ્ત્રી. ( ज्या સ્ત્રી. દોરી [ કામઠાની ] ) ધનુષની દોરી.
धमनी સ્ત્રી. ભુંગળી.
धराधिप પુ. (धरा સ્ત્રી. પૃથ્વી, अधिप પુ. પતિ) પૃથ્વીપતિ, રાજા.
धरित्री સ્ત્રી. પૃથ્વી.
धर्मदूषण પુ. સ્ત્રી ન. ધર્મને કલંક લગાડનાર.
धर्मषष्ठांशभाग પુ. પુણ્યનો છઠ્ઠો ભાગ.
धर्मसूत्रकार પુ. ( धर्म પુ. કાયદો, सूत्र ન. એકવચન ) કાયદાના વચન બનાવનાર, ધર્મશાસ્ત્ર લખનાર.
धा ૩ ગ પરસ્મૈ૦ આત્મને૦ મૂકવું, ધરવું; अन्तर्+धा સંતાડવું; अपि+धा કે पि+धा બંધ કરવું; अव+धा ધ્યાન આપવું; नि+धा મૂકવું; परि+धा પહેરવું; पुरस्+धा કોઈને ગોર કરવો; वि+धा કરવું, બજાવવવું, શાસન કરવું, નિયમ બાંધવો, વિધાન કરવું (ધર્મશાસ્ત્રમાં થાય છે તેમ); सम्+धा સંધિ કરવી, ચોંટાડવું, उप+सम्+धा જોડવું.
धात्री સ્ત્રી ધાવ.
धामन् ન. તેજ, પ્રભાવ.
धारा સ્ત્રી. ધાર (પાણીની), કોર.
धि ૬ ગ. પરસ્મૈ૦ सम् જોડે, સંધિ કરવી.
धिक् અ. ધિક્કાર સૂચક અવ્યય.
धी સ્ત્રી. બુદ્ધિ.
धीवर પુ. માછી.
धु કે धू ૫ ગ પરસ્મૈ૦ આત્મને૦ ધ્રુજવું, હલાવવું.
धुर् સ્ત્રી. જુસરી, જોત.
धू ૧ અને ૯ ગ. પરસ્મૈ૦ આત્મને૦ અને ૬ ગ. પરસ્મૈ૦ ધ્રુજવું, હલાવવું.
धू ( धून् ) ૧૦ ગ. वि જોડે, ધ્રુજાવવું.
धूप् ૧ ગ. પરસ્મૈ૦ તપાવવું.

धूप પુ. ધૂપ.
धूर्त પુ. ધુતારો.
धूसर પુ. સ્ત્રી. ન ઝાંખું, ધૂળના રંગ જેવું.
धृ ૧૦ ગ. अव જોડે અથવા પ્રેરક, ચોકસાઈથી જાણવું, નક્કી કરવું.
धृ उद् જોડે, ઉદ્ધાર કરવો, તારવું, ખેંચી કાઢવું.
धृष् ૫ ગ. પરસ્મૈ૦ હામ ભીડવી, હોડ બકવી, કોઈની સામા છાતી ચલાવવી.
धे ૧ ગ. પરસ્મૈ૦ ધાવવું, સ્તનપાન કરવું.
धैर्यधन પુ. સ્ત્રી. ન. (धैर्य ન. ધિરજ, હિમ્મત) ધૈર્ય છે ધન જેનું.
ध्मा ૧ ગ. પરસ્મૈ૦ ફુકવું.
ध्यै ૧ ગ. પરસ્મૈ૦ ધ્યાન ધરવું, ચિન્તન કરવું; अनु+ध्यै વિચાર કરવો, ચિન્તન કરવું.
ध्रुवम् ક્રિ. વિ. નક્કી.
ध्वन् ૧. ગ. પરસ્મૈ૦ શબ્દ કરવો.

## न

नक्र પુ. મગર.
नगेन्द्र પુ. પર્વતોમાં શ્રેષ્ઠ, હિમાલય.
नद् ૧. ગ. પરસ્મૈ૦ શબ્દ કરવો, ગર્જના કરવી, ગાજવું.
नन्द् अभि જોડે, અભિનન્દન કરવું, સત્કાર કરવો.
नन्द પુ. રાજવંશનું નામ છે, એ વંશનો સખસ.
नम्र પુ. સ્ત્રી. ન. નરમ.
नरक પુ. નરક, નિરય.
नर्मदा સ્ત્રી. નદીનું નામ છે.
नलतुल्याकृति પુ. સ્ત્રી. ન. (नल પુ., तुल्य પુ. સ્ત્રી. ન. સરખું, અને आकृति સ્ત્રી. આકાર) નળના જેવા આકારવાળું.
नलरूपधारिन् પુ. સ્ત્રી. ન. (नल, रूप ન. આકાર, અને धारिन् ધારણ કરનાર) નળનું રૂપ ધારણ કરનાર.
नलिनी સ્ત્રી. કમળનો છોડ.
नवमी સ્ત્રી. નોમ.
नवीन પુ. સ્ત્રી. ન. નવું.
नश्+वि જોડે, નાશ પામવું.
नश्वर પુ. સ્ત્રી. ન. નાશવંત.
नस् સ્ત્રી નાક.
नह् ૪ ગ. પરસ્મૈ૦ ને આત્મને૦ सम् જોડે, તૈયાર થવું, સજ્જ થવું, કમ્મર બાંધવી.
नाना અ૦ જૂદુંજૂદું, અનેક પ્રકારનું, ઘણું.
नारद પુ. ઋષિનું નામ છે.

नारायण પુ. વિષ્ણુનું નામ.

निःशान शो (૨ ગ. આત્મને૦ આર્ષ, વૈદિક ) નો વર્તમાન કૃ. निस् જોડે, તીક્ષ્ણ થતું, તીક્ષ્ણ કરતું.

निःशुक्र પુ. સ્ત્રી. ન. શક્તિહીન.

निःश्रेयस ન. મોક્ષ.

निज् ૩ ગ. પરસ્મૈ૦ને આત્મને૦ સ્વચ્છ કરવું; अव+निज् ધોવું.

निज પુ. સ્ત્રી. ન. પોતાનું (સગું).

निज् ૨ ગ. આત્મને૦ प्र જોડે, ધોઈ નાંખવું.

नितराम् ક્રિ. વિ. અત્યન્ત.

नित्य પુ. સ્ત્રી. ન. હમેશનું, નિરન્તરનું.

नित्यकर्मन् ન. ધર્મસંબંધી નિત્યકર્મ.

निदाघ પુ. ઉનાળો, ગરમ ઋતુ.

निधन ન. મોત, નાશ.

निनाद પુ. શબ્દ.

निन्दित निन्द्નો કર્મણિ ભૂ. કૃ. નિન્દાયલું, નિન્દવા યોગ્ય.

निपद्यमान नि+पद् નો વર્તમાન કૃ. સુઈ રહેલું.

निविड પુ. સ્ત્રી. ન. ફાટ કે ચીરા વગરનું, ઘટ, ધાડું.

नियतम् ક્રિ. વિ. નિશ્ચે.

नियति સ્ત્રી. પ્રારબ્ધ, દૈવ.

नियोक्तृ પુ. બાંધનાર, સાંધનાર.

नियोगिन् પુ. પ્રધાન, કામદાર.

निरर्थक પુ. સ્ત્રી ન. નિરૂપયોગી, નકામું, વ્યર્થ, નિષ્ફળ.

निरन्तरम् ક્રિ. વિ. અન્તર વગર, પાસે પાસે.

निरभिभवसार પુ. સ્ત્રી ન. ઉત્કૃષ્ટતાવાળું ( બેન્ફિકૃત કોશ ), જ્યાં અપમાન નથી એવું, માન સહિત.

निरय પુ. નરક.

निरस्त अस् 'નાખવું', 'ફેંકવું' નો કર્મણિ ભૂ. કૃ. निर् જોડે, વિખરાયલું.

निराहार પુ. સ્ત્રી. ન. આહાર રહિત, ઉપવાસી.

निर्घृणता સ્ત્રી. નિર્દયતા.

निर्जन પુ. સ્ત્રી ન. જનરહિત, એકાંત

निर्जर પુ. દેવ.

निर्दय પુ. સ્ત્રી. ન. દયારહિત, ઘાતકી.

निर्दश પુ. સ્ત્રી. ન. દશ દિવસનું ( છોકરૂં ).

निर्धन પુ. સ્ત્રી. ન. પૈસાવગરનું, ગરીબ.

निर्भर પુ. સ્ત્રી. ન. ભરેલું, પૂર્ણ.

निर्व्याजता સ્ત્રી. સત્ય, ખરાપણું.

निवर्तन ન. બંધ રહેવું તે, પરેજી કરવી તે, પરેજી, અટકવું, પાછા ફરવું તે.

निश् સ્ત્રી. રાત

निषधेश्वर પુ. નિષધ દેશનો રાજા, નળ.

निष्ठाशून्य પુ સ્ત્રી. ન. (निष्ठा સ્ત્રી. સ્થિરતા, शून्य પુ. સ્ત્રી. ન. રહિત) સ્થિરતા રહિત અસ્થિર.

निष्फलता સ્ત્રી નિષ્ફળપણું.

निसर्ग પુ. સ્વભાવ

नि ઉપ જોડે, ઉપનયન ક્રિયા કરવી, જનોઇ દેવું

नीच પુ. સ્ત્રી. ન. નીચું, હલકું, અધમ, ઉતરતી સ્થિતિનું.

नीचग પુ. સ્ત્રી. ન. નીચ પુરૂષ પાસે જનાર, નીચ અથવા ઉતરતી સ્થિતિવાળા માણસ પાસેનું, નીચી જમીન તરફ વહેતું.

नीचैः ક્રિ. વિ. નીચે.

नीतिनिपुण પુ. સ્ત્રી. ન. ( नीति સ્ત્રી. રાજકીય બાબતનું જ્ઞાન, અથવા વ્યવહાર, निपुण પુ. સ્ત્રી. ન. ચતુર) રાજનીતિમાં ચતુર, વ્યવહારમાં હોંશીઆર, શાણો.

नु ૨ ગ. પરસ્મૈ૦ વખાણવું.

नु અ. શંકા કે વિતર્ક સૂચક અવ્યય.

नूनम् ક્રિ. વિ. નિશ્ચે.

नूपुर પુ. ટોડો, ઝાંઝર.

नृषद्वर પુ. સ્ત્રી. ન. માણસોમાં રહેનારૂં, એક જગ્યાએ સ્થિર રહેલું.

नेमि સ્ત્રી. પૈડાનો ઘેર.

नैपुण्य ન. ચતુરાઈ.

नैषध પુ. નિષધ દેશનો રાજા, [નળ.

न्यायप्रवृत्त પુ. સ્ત્રી. ન. (न्याय પુ. ન્યાય, વાજબીપણું, प्रवृत्त प्र+वृत्त 'આગળ ચાલવું' નો ભૂ. કૃ.) જેની વર્તણુંક વાજબી છે તે, ન્યાય માર્ગમાં વર્તનાર.

न्यायवादिन् પુ. સ્ત્રી. ન. (न्याय પુ. વાજબી હોય તે) વાજબી બોલનાર.

न्याय्य પુ. સ્ત્રી. ન. વાજબી, યોગ્ય, અદલ ન્યાયથી દૂર નહીં એવું.

## प

पङ्क्ति સ્ત્રી. હાર, ઓળ.

पञ्च સંખ્યાવાચક પ્ર. અને દ્વિ૦ બ. વ. પાંચ.

पठ् ૧ ગ. પરસ્મૈ૦ પઠવું, 'વાંચવું.'

पठ्यमान (पठ 'પઠવું', 'વાંચવું'નો કર્મણિ વર્તમાન કૃ.) પઠાતું, વંચાતું.

पण् ૧ ગ. વખાણવું, પણમાં મૂકવું, સરતમાં અથવા હોડમાં મૂકવું, દ્યૂત રમવું.

पत् अभि જોડે, (કોઈપણ પદાર્થ) તરફ કુદવું; प्र+उद् ઉડવું.

पतङ्गवत् ક્રિ. વિ. પતંગિયાની પેઠે.

पतञ्जलि પુ. મહાભાષ્ય નામના મોટા વ્યાકરણ ગ્રન્થનો કર્તા

पतन ન. પડવું, સદ્ગુણમાંથી ભ્રષ્ટ થવું, ભ્રષ્ટતા, નાશ.

पति પુ. ધણી, વર.

पतित પુ. સ્ત્રી. ન. પાપી, ધર્મભ્રષ્ટ.

पथः (पथिन् પુ. રસ્તો નું પંચમી-એ.) રસ્તામાંથી

पथिन् પુ. રસ્તો, માર્ગ.

पथ्य ન. હિતકારક ચીજ.

पद् ૪ ગ. આત્મને૦ ગળવું, પડવું, સ્થાનથી ખસવું; प्रति+पद् જાણવું, સમજવું. અંગીકાર કરવો, કરવું, આચરવું, પ્રાપ્ત કરવું; सम्+पद् થવું, એકંદર મળીને થવું; प्रति+पद् (પ્રેરકરૂપમાં) વિચારવું, ધ્યાનમાં લેવું, સિદ્ધ કરવું, આપવું, સોંપવું; सम्+पद् સોદો કરવો.

पद् પુ. પગ.

पद ન. પગલું.

पदवी સ્ત્રી. રસ્તો, માર્ગ.

पदार्थ પુ. ચીજ, વસ્તુ.

पद्धति સ્ત્રી. રસ્તો, વહીવટ.

पद्म ન. દિવસે ખીલતું કમળ.

पन् ૧ ગ. વખાણવું.

पपी પુ. સૂર્ય, રક્ષણ કરનાર.

पर સર્વ૦ પુ. સ્ત્રી. ન. બીજું, બીજાને લગતું, બીજા પક્ષને લગતું.

पर પુ. ન. શ્રેષ્ઠ વસ્તુ, ઈશ્વર.

परंपरा સ્ત્રી. હાર, ઓળ, અનુક્રમ.

परम् ઉભયાન્વયી અ પણ, કિંતુ.

परमेश्वर પુ. જગતનો શ્રેષ્ઠ રાજકર્તા, જગન્નિયન્તા, ઈશ્વર.

परमेष्ठिन् પુ. બ્રહ્મદેવ.

परायण ન. જે પદાર્થપર ધ્યાન આપ્યુ હોય તે.

परार्थघटक પુ. સ્ત્રી. ન. પારકાનું ભલું કરનાર.

परासु પુ. સ્ત્રી ન. મુએલું.

परिकीर्तित परि+कृत्નો ક. ભૂ. કૃ. ગણેલું.

परिक्षित् પુ. અભિમન્યુનો પુત્ર અને અર્જુનનો પૌત્ર.

परिचर्या સ્ત્રી. નોકરી, સેવા, આરાધના.

परिचारक પુ. સેવક, ખીજમતદાર.

परिजन પુ. ચાકર, સેવક.

परिणत પુ. સ્ત્રી. ન. ઘરડું, વૃદ્ધ, જૂનું.

परित्यक्त परि+त्यज्નો કર્મણિ ભૂ. કૃ. તજેલું.

परित्याज्य પુ. સ્ત્રી. ન. परि+त्यज्નો વિધ્યર્થ કૃ. તજવા લાયક.

परिपन्थिन् પુ. સ્ત્રી ન કોઈની વચમાં આવનાર, હરકત કરનાર.

परिपन्थिनी સ્ત્રી. તેના વચમાં આવનારી.

परिपाक પુ. પાકવું, પરિપકવ થવું, પરિપકવતા.

परिप्लुष्ट परि+प्लुष्નો ભૂ. કૃ, બળેલું.

परिभ्रष्ट परि+भ्रंश्નો ભૂ. કૃ. છિનવી લીધેલું, પડેલું, ભ્રષ્ટ થયલું.

परिवर्तन ન. ફેરફાર.

परिवर्तिन् પુ. સ્ત્રી. ન. ફેરફાર થતું, ફરતું, બદલાતું.

परिवार પુ. રસાલો.

परिवृढ પુ ધણી, સ્વામી.

परिवेष्टृ પુ. પિરસનાર.

परिव्राज् પુ સંન્યાસી.

परिष्वङ्ग પું. આલિંગન.

परिसमाप्ति સ્ત્રી. છેડો, સિદ્ધતા.

परीताप પુ. દુઃખ, પીડા.

परोपकार પુ. ભલું કામ, પરગજુ કામ.

पर्जन्य પુ. વરસાદ.

पर्यग्निकृत પુ. સ્ત્રી. ન. જેની આસપાસ દેવતા ફેરવ્યો હોય તે. બળિદાનને માર્યા પહેલાં તેની આસપાસ દેવતા લઈ જાય છે.

पर्याप्तम् ક્રિ. વિ. જોઈએ એટલું, મન સતોષ પામે એટલું, ઈચ્છાનુરૂપ.

पर्वत પુ. ઋષિનું નામ છે.

पलायनमान (परा + अय् ૧ ગ. આત્મને૦ 'જવું'નો વર્તમાન કૃ. એ રૂપમાં रा નો ला થયો છે) દોડતું.

पलाश પુ. એક જાતનું ઝાડ છે.

पल्लव પુ. ન. નાજુક પાંદડું.

पा ૨ ગ. પરસ્મૈ૦ રક્ષણ કરવું.

पात પુ. પડવું, પતન.

पातित (पत्‌નો પ્રેરક કર્મણિ ભૂ. કૃ.) પાડેલું.

पात्र ન. યોગ્ય પુરૂપ (દાન આપવા).

पान्थ પુ. મુસાફર.

पापकृत् પુ. સ્ત્રી. ન. (पाप ન. પાપ, અને कृ કરવું) પાપ કરનાર.

पापहर પુ. સ્ત્રી. ન. પાપ હરણ કરનાર.

पारयिष्णुतम પુ. સ્ત્રી. ન. કશું પાર મૂકવાને ઘણુંજ શક્તિમાન્.

पारिक्षित પરિક્ષિતનો પુત્ર.

पार्थ પુ. પૃથાનો પુત્ર, પાણ્ડવોનું નામ છે, અર્જુન.

पावक પુ. અગ્નિ.

पावन પુ. સ્ત્રી. ન. પવિત્ર કરનાર, પવિત્ર, સ્વચ્છ.

पाश પુ. જાળ.

पिञ्जर પુ. ન. કંકુ.

पिण्डद પુ સ્ત્રી. ન. અન્ન આપનાર.

पिण्डालक्तक પુ રાતો રગ.

पिनाकिन् પુ. શિવનું નામ છે.

पिशुन પુ. સ્ત્રી. ન. દુષ્ટબુદ્ધિવાળું.

पिशुनता સ્ત્રી. દુષ્ટબુદ્ધિ.

पिष् ૭ ગ. પરસ્મૈ૦ દળવું.

पीडाकर પુ. સ્ત્રી ન. દુઃખ દેનાર.

पीयूष ન. અમૃત.

पुंस् પુ પુરૂષ.

पुण्डरीक પુ વિશેષનામછે; ન. કમળનું ફુલ.

पुण्यकृत् પુ. સ્ત્રી. ન. (पुण्य ન. ધર્મકૃત્ય, कृ કરવું) પુણ્યશાળી, પુણ્યવાન્.

पुण्यपुरुष પુ. પવિત્ર અથવા સદ્ગુણી માણસ.

पुनरुक्तभूत પુ. સ્ત્રી. ન. (पुनरुक्त ફરી બોલેલું, અને भूत થયલું) ફરી બોલ્યા જેવું.

पुनर्भू સ્ત્રી. ફરીથી પરણેલી વિધવા, જે વિધવાએ પુનર્વિવાહ કીધેલો હોય તે.

पुर् સ્ત્રી. શેહેર.

पुरंधि પુ. એક દેવતાનું નામ છે.

पुरद्वार ન. શહેરનો દરવાજો.

पुरस् અ આગળ.

पुरस्तात् ક્રિ. વિ. આગળ, મ્હોં આગળ.

पुरोधस् પુ. કુળગોર.

पुरोहित પુ. ઉપાધ્યાય.

पुष् ૯ ગ. પરસ્મૈ૦ પોષણ કરવું.

पुष्कर પુ. વિશેષનામ છે.

पुष्टि સ્ત્રી. પોષણ.

पुष्पमित्र પુ. રાજાનું નામ છે.

पुष्पस्रज् સ્ત્રી. (पुष्प ન. અને स्रज् સ્ત્રી. હાર) ફુલનો હાર, ફુલની માળા.

पुष्पिणी સ્ત્રી. પુષ્પયુક્ત, સફળ.

पू ૯ ગ. પરસ્મૈ૦ ને આત્મને૦ પાવન કરવું.

पूर्ण पॄ નો કર્મણિ ભૂ. કૃ. ભરેલું.

पूर्णपात्र न. માંગલિક પ્રસંગે ચાકરને અને બીજાને આપેલી બખશીસ.
पूर्व સર્વ. પુ. સ્ત્રી. ન. આગલું, પૂર્વ દિશાનું.
पूर्वरात्र પુ. (पूर्व આગલી, रात्रि સ્ત્રી. રાત) પહેલી રાત, રાતનો પૂર્વ ભાગ
पूर्वाह्ण પુ. દિવસનો પહેલો ભાગ.
पृ અથવા पॄ ૩ ગ. પરસ્મૈ૦, ભરવું.
पृच् ૧ ગ. અને ૭ ગ. પરસ્મૈ૦, ૨ ગ. આત્મને૦ અને ૧૦ ગ. सम् જોડે, સમાગમ કરવો, સબંધ રાખવો.
पृत् સ્ત્રી. સેના.
पृथग्जन પુ. હલકો માણસ, સામાન્ય મનુષ્ય.
पृथु પુ. સ્ત્રી. ન. મોટું.
पॄ ૯ ગ. ૩ ગ. પરસ્મૈ૦ ભરવું.
पौराणिक પુ. પુરાણ વાંચનાર તથા સમજાવનાર પુરાણી.
पौरुप ન પુરૂષત્વ, પરાક્રમ.
पौर्णमासी સ્ત્રી. પુનેમ.
प्रकृति સ્ત્રી. (બ. વ.) પ્રજા, પ્રધાનમણ્ડળ, સ્વભાવ.
प्रकृष्ट પુ. સ્ત્રી. ન. ઉત્કૃષ્ટ, મોટું.
प्रचण्ड પુ. સ્ત્રી. ન. ગરમ, ઉગ્ર, તીક્ષ્ણ.
प्रचार પુ. પ્રસરવું તે, પ્રસાર.
प्रच्युत च्यु ‘પડવું’નો ભૂ. કૃ. प्र જોડે.
प्रजापति પુ. બ્રહ્મદેવ.
प्रजापशुकाम (प्रजा સ્ત્રી. સન્તાન, पशु પુ. ઢોર, અને काम પુ. ઇચ્છા) સન્તતિ અને ઢોરની ઇચ્છા કરનાર.
प्रजापीडनज પુ. સ્ત્રી. ન. (प्रजा સ્ત્રી. રૈયત, पीडन् ન. જુલમ, અને ज जन् ઉપરથી, ઉત્પન્ન થતું) રૈયત ઉપર જુલમ કરવાથી ઉત્પન્ન થતું.
प्रणिहित प्र+नि જોડે, धा‌નો કર્મણિ ભૂ. કૃ., મૂકેલું; सम्यक्प्रणिहित સારી રીતે વ્યવસ્થિત કરેલું, સારી રીતે નિયમમાં રાખેલું.
प्रतापनिधि પુ. (प्रताप પુ. ગરમી) ગરમીનો ભંડાર.
प्रतिकार } પુ. ઉપાય, પીડા દૂર
प्रतीकार } કરવાનો ઉપાય.
प्रतिनिविष्ट પુ. સ્ત્રી. ન. ઘણા દિવસનું અથવા જુનું, સુધરે નહીં એવું, આપમતિયુ, સ્વેચ્છાચારી, હઠીલું, જીદ્દી.
प्रतिपक्ष પુ. શત્રુ.

प्रतिबिंब ન. પ્રતિમા, આરસીમાં પડે છે તેવો પડછાયો.

प्रतिषिद्ध प्रति+सिध्‌નો કર્મણિ ભૂ. કૃ., મના કીધેલું.

प्रतिहारी સ્ત્રી. દ્વારપાલિકા.

प्रत्यग्र પુ. સ્ત્રી ન. અથવા ક્રિ. વિ. તાજું, નવું.

प्रत्यच् પુ. સ્ત્રી. ન. પશ્ચિમનું.

प्रत्यहम् અ. (प्रति દરેક, अहन् ન. દિવસ) દરરોજ.

प्रत्युज्जीवन ન. ફરીથી જીવતું કરવું.

प्रत्युत्पन्नमप्रति પુ. સ્ત્રી. ન. (प्रत्युत्पन्न प्रति+उद्+पद्‌નો ભૂ. કૃ.) હાજર જવાબી, સમયસ્ફૂર્તિવાળું. ચાલાક, તીક્ષ્ણબુદ્ધિવાળુ.

प्रत्यूष પુ. સવાર.

प्रदीत प्र+दीप् ‘પ્રકાશવું’નો ભૂ. કૃ., ચકચકિત પ્રકાશતું.

प्रदेश પુ. પ્રાન્ત, મુલક.

प्रद्युम्न પુ. કામદેવ.

प्रधी પુ. સ્ત્રી. ન. કુશાગ્રબુદ્ધિવાળું, તીક્ષ્ણબુદ્ધિવાળું.

प्रपन्न પુ. સ્ત્રી. ન. (प्र+पद्‌નો ભૂ. કૃ.) શરણે થયલું.

प्रभविष्णु પુ. પ્રભુ.

प्रभात પુ. સ્ત્રી. ન. प्र+भा નો ભૂ. કૃ., (અંધારાના રૂપમાં) જતું રહેલું અને (અજવાળાના રૂપમાં) દેખાયલું. ન. સવાર, પ્રાતઃકાળ.

प्रभाव પુ પરાક્રમ, મોટાઈ.

प्रमति પુ. એક પુરૂષનું નામ છે.

प्रमद्वरा સ્ત્રી એક સ્ત્રીનું નામ છે.

प्रमाद પુ. ભુલચુક.

प्रयाण ન. ગમન, કુચ.

प्रयुक्त प्र+युज्‌નો કર્મણિ ભૂ. કૃ., વાપરેલું.

प्रवासिन् પુ મુસાફર, પ્રવાસ કરનાર

प्रवृत्त्युपलब्धि સ્ત્રી. (प्रवृत्ति સ્ત્રી. ખબર, અને उपलब्धि મેળવવું તે) ખબર મેળવવી તે, ખબર અંતરની પ્રાપ્તિ.

प्रव्रजित प्र+व्रज्‌નો ભૂ. કૃ. દેશનિકાલ કરેલો, સંન્યાસી થયેલો.

प्रसन्न प्र+सद्‌નો ભૂ કૃ. ખુશ થયલું, સંતુષ્ટ, અનુકૂલ.

प्रसव પુ. પાક, ફળ અથવા ઉત્પન્ન થયલો પદાર્થ.

प्रागल्भ्य ન. બહાદુરી.

प्राच् પુ. સ્ત્રી ન. પૂર્વ દિશાનું.

प्राण પુ. (બ. વ માં વપરાય છે) પ્રાણ, જીવ.

प्राणघात પુ. પ્રાણનો નાશ.

प्रादुस् ક્રિ. વિ. અથવા શબ્દયોગી અ. (ક્રિયાપદ સાથે વપરાય છે) દેખીતું, ઉઘાડું.

प्रान्त પુ કોર, કિનારો.

प्रापितवत् प्र+आप् નો પ્રેરક કર્તરિ ભૂ. કૃ. પમાડનાર, આપનાર.

प्राप्तकाल પુ. સ્ત્રી. ન. (प्राप्त प्र+आप् નો ભૂ. કૃ. પ્રાપ્ત થયલું, આવેલું, અને काल પુ. સમય) જેનો સમય આવેલો છે તે, પ્રસંગને યોગ્ય.

प्रायस् અ. ઘણું કરીને, સામાન્ય રીતે.

प्रार्थना સ્ત્રી. માગવું તે.

प्रियदर्शन પુ સ્ત્રી. ન જેને જોઈને પ્રીતિ ઉત્પન્ન થાય એવું, મનોહર દેખાવવાળુ.

प्रियशर्मन् પુ. એક બ્રાહ્મણનું નામ છે.

प्रियसंवास પુ. (संवास પુ. સાથે રહેવું) પ્રીતિ રાખનાર માણસોની સાથે રહેવું

प्री ૯ ગ. પરસ્મૈ૦ અને આત્મને૦ પ્રીતિ કરવી, ખુશ કરવું.

प्रीत प्री નો કર્મણિ ભૂ. કૃ., ખુશ થયલું.

प्लवंगम પુ. વાનર.

प्लुष् ૧ ગ. અને ૯ ગ. પરસ્મૈ૦ બાળવું.

प्सा ૨ ગ. પરસ્મૈ૦ ખાવું.

फ.

फण् ૧ ગ. પરસ્મૈ૦ જવું.

फल् ૧ ગ. પરસ્મૈ૦ ફળવું સફળ થવું.

फलग्राहि પુ. સ્ત્રી. ન. ફળ લેનાર અથવા જેને અમૂક કૃત્યથી નફો મળ્યો હોય તે.

फलमूलादि પુ. સ્ત્રી. ન. (मूल મૂળ) ફળ, મુળ, અને બીજી ચીજો.

फूत्कार પુ. ડસકાં ભરવાં તે.

ब.

वटु પુ. છોકરો.

वत અ. આશ્ચર્ય, ખેદ વિગેરે સૂચવે છે.

बन्ध् ૯ ગ. પરસ્મૈ૦ બાંધવું, ચોંટાડવું, જડવું.

वन्धन ન. કબજો, કેદ.

वल ન. સૈન્ય

वहिरुपाधि પુ. (उपाधि પુ. ધર્મ, વિશેષ ગુણ, આસપાસની અથવા વિંટલાયલી બાબતો) બાહ્યગુણો, બાહ્યહેતુ.

वहिस् અ બહાર.

वहु ક્રિ. વિ. ઘણું.

वहुविध પુ. સ્ત્રી. ન. ઘણા પ્રકારનું.

वाणजाल ન. (जाल ન. સમૂહ)

भ्रम् ૧ અને ૪ ગ. પરસ્મૈ૦ ભમવું, ફરવું,
भ्रस्ज् ૬ ગ. પરસ્મૈ૦ને આત્મને૦ સેકવું, બાળવું.
भ्राज् ૧ ગ આત્મને૦ પ્રકાશવું.
भ्राश् ૧ ગ. આત્મને૦ પ્રકાશવું.
भ्रू સ્ત્રી. આંખનાં ભવાં.
भ्लाश् ૧ ગ. આત્મને૦ પ્રકાશવું.

म

मघवन् પુ ઇન્દ્રનું નામ છે.
मङ्गल ન. કલ્યાણ, ઉદય, પવિત્ર વસ્તુ, શુભકારક ચીજ.
मङ्गलकाल પુ. (मङ्गल ન. અને काल વખત) શુભસમય.
मङ्गलप्रदीप પુ. માંગલિક દીવો.
मञ्जु પુ. સ્ત્રી. ન. પ્રિય, મધુર.
मण्डन ન. અલંકાર, ભુષણ.
मण्डप પુ. માંગલિક પ્રસગે ઉભો કીધેલો માંડવો.
मण्डल ન. વર્તુળ, ગોળ.
मत ન. અભિપ્રાય, સલાહ, ઉપદેશ.
मत्त मद्નો ભૂ. કૃ. મદ ચઢેલો.
मथिन् પુ. રવૈ.
मदर्थे ક્રિ. વિ. મારે માટે.
मद्य ન. દારૂ.
मधुपर्क પુ. આવેલા અતિથિને મધ, દહીં વગેરેનું અર્પણ.
मधुरम् ક્રિ. વિ. મધુર રીતે, મધુરાઇથી.
मधुलिह् પુ. માખી.
मध्यम પુ. સ્ત્રી. ન વચલું; ન. કમ્મર.
मध्याह्न પુ. (मध्य વચલો, અને अहन् ન. દિવસ) બપોર.
मन् अव જોડે, અવગણના કરવી.
मनस्विन् પુ. સ્ત્રી. ન. બુદ્ધિમાન્.
मनुज પુ. માણસ.
मनुजन्मन् પુ. (मनु પુ. મનુષ્યના મૂળ પુરૂષોમાંનો એક) મનુથી ઉત્પન્ન થયલો મનુષ્ય
मनोरथ પુ. ઇચ્છા.
मन्त्र् ૧૦ ગ. આત્મને૦ ગુપ્ત વિચાર કરવો, મસલત કરવી.
मन्त्राक्षर ન. મન્ત્ર અથવા વૈદિક કવિતાનો બોલ.
मन्थ् ૯ ગ. પરસ્મૈ૦ દોવું, વલોવવું.
मन्दता સ્ત્રી. મન્દપણું, સુસ્તિ, કરમાયલી સ્થિતિ.
मन्दभाग्यता સ્ત્રી. (मन्द જડ, भाग्य નસીબ, मन्दभाग्य કમનસીબવાન) કમનસીબ, દુર્દૈવ.
मय પુ. એક શિલ્પીનું નામ છે.
मयूख પુ કિરણ.
मराली સ્ત્રી. હંસી.

